# काव्यार्पण.

ज. व. स. टेलरनुं

તથા

तेना केटलाएक मित्रोनुं रचेलुं.

પાંચમી આવૃત્તિ.

---

# KĀVYĀRPAṆA.

*5th Edition.*



સુરતઃ

ગુજરાતની પુસ્તકપ્રસારક મંડળીને સારૂ આઇરિશ
મિશન છાપખાનામાં છાપેલું.

ઈ. સ. ૧૮૭૭.

---

*Price 8 annas.* કિમ્મત ૮ આના.

*1,000, Copies.*

## PREFACE TO THE FIFTH EDITION.

As THIS edition of the Kāvyārpana appears under a new arrangement of its parts, and in companionship with other books, it may be well to give some account of its origin and history.

When, in the years 1844–45, mission operations were commenced on the Mahi Kantha, and a small church of converts was formed at Baroda, the want of a few simple hymns was greatly felt. The missionary pastor, Mr. Clarkson, prepared a few suitable compositions. Manuscript copies of these were for some time in use.

In 1851 a collection of these hymns was lithographed at Ahmedabad, and shortly after there were one or two reprints of it. But as there was no material alteration in the book, these various issues may be considered as together forming the first edition. It appeared under the title of Dharma Gita. All the hymns were in English measures.

It was soon perceived that it would be desirable to have some hymns in Gujarāti measures. Mr. Taylor resolved to put his hand to this work. After several painful failures he succeeded in preparing compositions which he hoped might pass. Some of these were original, but most were translations from English and Hindi. He was helped in his efforts by a native, who himself furnished eighteen pieces, all translated or accommodated from English. This author is unwilling that his name should appear, but his contributions are indicated by one of his initials "દ" printed under each of them.

In 1863, a second edition of Dharma Gita being called for, the compositions in native measures, just mentioned, were added. As some of these were not hymns and not suited for public worship, it was felt to be improper to retain the old name, and a more general designation, "Kāvyārpana," was substituted. This edition was, as all subsequent editions have been, published by the Gujarat Tract and Book Society. It was printed at the Mission Press, Surat, 8vo. pp. 71. It consisted of a first part containing Seventy-two compositions in Indian measures, and a second part containing Thirty-eight hymns in English measures, in all One hundred and ten pieces. The names of the Rev. R. Montgomery and of the Rev. D. Moore appear as contributors to the part in English measures.

In 1867 appeared the third edition, Mission Press, Surat, 8vo. pp. 117. containing in native measures One hundred and six, in English measures Forty-one, in all One hundred and forty-seven pieces. The names of Dr. J. Glasgow and the Rev. J. Wallace appear as new contributors to the hymns in English measures.

In 1873 the fourth edition was published, Surat, 12mo. pp. 180, containing in native measures One hundred and thirty-eight, in English measures Forty-six, in all One hundred and eighty-four pieces. As new contributors to the English measures appear the names of the Rev. T. L. Wells and Mr. B. Kershaw; and to the Indian measures, Messrs. Kershaw, Valji Bechar, Rama Kalyan and Thoma Patha. A translation of "The Old Old Story" appeared for the first time in this edition.

In 1877 the Tract Society resolved that the fifth edition should appear as an appendage to Valji Bechar's metrical translation of the Psalms, lately printed, November 1876. They ordered also a new arrangement of the contents. All the pieces of a devotional character were to be brought together into one part, and pieces of other characters were to be arranged separately in different parts. As Raga and Ragani measures were unrepresented in the former editions, it was resolved that Padamala (See p. V) should be incorporated with the volume and form one of its separate parts. In the part intended for public worship and private devotion, all the compositions in the same Vritta (Dohá, Chopai &c.) now appear together. The book, therefore, is arranged as follows :—

| Part | | | |
|---|---|---|---|
| Part | 1 | Chanda measures | 96 |
| — | 2 | English measures | 50 |
| — | 3 | Ragas and Raganis | 106 |
| — | 4 | Children's part; Chandas, and English measures | 61 |
| — | 5 | Miscellanious; Chandas | 8—321 |

The name of Ranchod Jiva apears as a new contributor to the Chandas, and those of Rama Kalyan, Kala Chiba, Khima Rama, Dana Rama, Bhikha Khanda, and Mana Rama appear as contributors to the Ragas and Raganis. Of the pieces that appeared in the 4th edition there have been in this omitted Nos. 106–109 and a part of No. 38.

Some of the pieces were written as far back as 1846, the latest in 1877. The intervening period marks an era in Gujarati literature during which the opinions of scholars both as to orthography and style have greatly changed. In the later editions of the Kāvyārpana some effort has been made to secure uniformity, but it was not found always practicable to obliterate the traces of the original form of some words, nor indeed was this, perhaps, always desirable.

It may be interesting to show what else has been attempted in the department of Christian verse in Gujarati :—

(1) The earliest missionaries of the London Missionary Society, the brothers William and Alexander Fyvie, led the way by translating a little volume of hymns from the Hindi. ગીતની પોથી ; એટલે પરમેશ્વરના ભજનમાં ગાવાનાં ગીત. 2nd edition, 1839. Date of the 1st edition is unknown. One hundred and twelve hymns in English measures.

(2) નવાં ગીત, by Dr. J. Glasgow, 1848. Eleven hymns. English measures.

(3) મનોહરવાણી. A little tract by Abdur Rehman, in free native measures. 1st edition 1849 or 50. It has gone through many editions.

(4) ધર્મ દીપક, by J.V.S. Taylor. 1st edition, .1851 ; 2nd edition, 1853. English measures.

(5) A metrical version of the Psalms, by Dr. Glasgow, 1856. English measures.

(6) ગીત ગ્રંથ. A version of the Scripture Paraphrases and of some other hymns, and several original compositions, by Dr. Glasgow, 1858. One-hundered and sixty-one pieces, in English measures.

(7) પદમાળા, by Rama Kalyan, Khima Rama, Kala Chiba, Dana Rama, Bhikha Kanda and others 1867. Rága and Rāgani measures.

(8) ગાયનાવળી, by Phakirchand, Bhana Meta, and others 1874. Raganis,

(9) The Psalms, by Valji Bechar, 1876. Chanda measures.

*August 1877.*

# સાંકળીયું.


અમ્મે દિલજાન ... ...૨૦૯
અબ કિન ભરપૂર... ...૨૩૮
અબ ફૂલા પચાયી... ...૨૪૦
અબ સમજ ચલો... ...૨૨૭
અંતઃકરણ મને દે તારૂં ...૨૫૩
અમને નહિ પ્રતાપ... ...૧૭૩
અમો જે હતા નાશમાં તો જવા ૬૪
અરે આ કેમ બપોરે, ...૧૪૦
અરે મનુ ગા લાગં રહો...૨૧૯
અવિશ્વાસ નિકળ,... ...૧૨૦
આકાશથી દેવે કહ્યું, ...૧૧૦
આકાશી દૂતો સંધાએ, ...૧૨૭
આજ તારનારનો દહાડો ...૧૦૧
આજ મેરે પ્રભુ ... ...૨૧૫
આનંદ કરો રે અપાર ...૧૫૬
આનંદ કરો સહુ જગવાસી૧૯૭
આલ મને તલવાર રે ...૧૭૧
આવ, આવો બધા, ... ૭૨
આવું લીલું ઘાસ, ને ...૨૫૫
આવો ઈસુ જગના રાજા. ૯૩
આવ્યું દિન કેરૂં અજવાળું. ૫૭
આશિશરૂપી સંકટમાનો,...૧૦૪
આજ્ઞા ધારી, નિત નિત...૨૮૬
એમ વાક્ય કહી જગ. ...૩૦૪
ઈસુ અમણાં રાજ કરેછે...૨૯૦
ઈસુ, ઈસુ, દયારૂપ, ...૧૧૭
ઈસુ એવું થઈ શકે. ... ૪
ઈસુ ખ્રીસ્ત જે સ્વર્ગ લોકે.૨૭૦
ઈસુ ચરણે પાપો મુકું ... ૩૭
ઈશુ જગપતિ... ... ...૨૧૦
ઈસુ જેવા હું થઉં... ... ૧૨
ઈસુ તને પ્રીય લાગેછુ?...૨૯૪
ઈસુ તારકની કથા... ... ૧૩
ઈસુ ત્રાતા તારક મોટા ... ૪૦
ઈશુની પ્રીત ઘણી રે ...૧૬૧
ઈશુને શરણે જાઉં... ...૨૦૧
ઈશુ પ્રેમ એસો હે... ...૨૦૭
ઈસુ પ્રેમી ઈસુ ત્રાતા ...૩૦૦
ઈસુ બાળકોને પાળશે ...૨૯૫
ઈસુ સામર્થ તારૂં, ... ...૧૧૨
ઈશ્વર છે આકાશમાં ...૨૫૮
ઈશ્વરનાં બળ જ્ઞાન મળી. ૯૧
ઈશ્વરનું આશ્ચર્ય પરાક્રમ. ૩૨
ઈશ્વરનું તો શાસ્ત્ર જે ... ૨૧
ઈશ્વરને તો શીશ નમાવી.૨૮૫
ઈશ્વરનો કેર ભાવ... ...૨૯૦
ઈશ્વરનો તો પુત્ર સનાતન.૩૧૦
ઈશ્વર પૂર્ણ કૃપા કરનારો. [illegible]
ઈશ્વરે ઘાં આણ્યા છે ...૨૯૮
ઈહ લોકે છે સુખ દુખ... ૫૮
ઈંગ્રેજી રાની હતા... ... ૩૧૭
ઉગ્યો દહાડો આજ તારનારનો.૧૦૫
ઉઠને ઉઠને ... ... ... ૪૬
એક છે આનંદી દેશ ...૨૯૬

એ


એક છે, એક છે સત્યનો પંથ ૭૧
એક દિને તો બાળકે ...૨૫૯
એકજ હું પ્રભુ દેવ. ...૨૮૯
એક નામ સાહેબકા ...૧૯૬
એકપણાનું બંધન જેમાં.૩૧૫
એક યહોવા દેવ છે. ... ૧૪
એ ધોવો મેરા મન ...૨૩૬
ઓ યહોવા સર્વ ત્રાણી ...૧૦૩
અંતઃકરણ મને દે તારૂં ...૨૫૩
કદી જો લડે કે વડે લોક ...૨૬૨
કભી ન છોડું ઈશુ ... ...૨૧૩
કર કહેની જેસી ટેક ...૨૪૧
કરૂં ગાન મસીહ તુમ્હારા...૧૫૮
કરો કામ સારાં પ્રજા સર્વ, ૩૦૫
કરો ગાન, સૌ દેશના લોક. ૬૨
કરો નિત સેતાનસે ઝઘડે...૧૮૯
કહે સંત બચન સુનો ...૨૪૫
ક્યા તન ધોયા ... ...૨૦૨
ક્યા બેલા બેઢંગા ... ...૧૭૪
ક્યું ભુલા મનવા ... ...૨૦૬
કામ વિના બેઠો છે તું. ... ૩૦
કુતરાં [illegible] છો કરડી ભસી ...૨૬૪
કૃપણ ધણી તો સેછે પીડા.૨૮૨
કેમ પડ્યું ગફલતમાં મન તું.૧૪૯
" " "...૨૮૨
કેવી મધમાખી કરે. ...૨૫૪
કોણ ચડે મજ શત્રુ થઈને. ૨૫
ખ્રીસ્ત નાથજી ... ... ૭૯
ખ્રીસ્તની ઉપમા શાથી,...૧૦૨
ખ્રીસ્ત પરાક્રમ તારો. ... ૮૫
ખ્રીસ્ત રાજ્ય રાય છે. ... ૮૩
ખ્રીસ્ત સર્વ રાય છે ... ... ૮૬
ખ્રીસ્તે કરી પાપનિવારણ...૧૪૪
ગગને વાદળ, દરિયે. ...૩૧૪
ગયા ગયા મુસાફર ... ...૧૯૫
ગાતાં ગાતાં બધાં આવો... ૯૭
ગુરૂ કોન પૂરા... ... ...૧૬૫
ગુરૂજી મેરે મનમેં ... ...૨૦૩
ગુરૂ દેવનંદન... ... ...૨૦૮
ગુરૂ બચનનકી ... ...૨૧૬
ઘેર વળો રે ઘેર વળો. ... ૫૨
ચલનેકી એ છેલી ...૨૪૪
ચેતી લે નર... ... ...૨૦૫
ચોગમ વાતાવર્ણું ... ...૨૬૧
ચોગરદા તો જુદ્ધની, ... ૧૧
ચૌટે થઈ જતો હતો... ...૩૨૧
ચૌટે રસ્તે હું જઉં ... ...૨૬૫
છે સુખ લોક ઘણે છેટે ... ૩૬
જગ એ જાને ... ...૨૩૦
જગકી માયા બુરી ...૨૨૬
જગતણી સહુ જાત. ... ૮૪
જગતરાજે મિલતે સંગે...૧૭૦
જગતારકના ગુણ ... ... ૨૬
જગ પર જો જૂઓ, ...૩૧૮
જગ પૂરી બૂરી ... ...૨૨૨
જન્મથકી અવળી મજ ... ૫૧

ઐ


જય જય ઈંગ્લાંડ દેશને ...૨૮૩
જય જય પરમ દયામય ... ૨૭
જરા તુમ ચેતો નાદાની...૧૫૧
જા, જે પાર પ્રભાત હશે ...૩૦૭
જાગો ખંડ અમેરિકા ...૩૨૦
જાગો, બંધન દાસનું ... ૩
જિન્ને નિજ અંતર... ...૨૩૭
જીવન ટૂંક છે ... ...૧૩૪
જીવનનો જે માર્ગ ભયંકર. ૩૩
જૂઓ આકાશમાં વાણી,૧૨૮
જૂનું મન જગતને ચાહે... ૧૧૧
જે જે શબ્દો બોલિયે ...૨૬૮
જેથી જગત ભૂલી પડી રે જી૧૬૭
જેનું મન હું લાગ્યું ... ...૧૭૬
જેને પ્રભુ મારે ધન્ય ... ૭૦
જેમ સદા દેખાય છે ... ૨૦
જો જન ખ્રીસ્ત રહિત રે.૧૭૮
જો જન ગ્રહે શરણ ...૧૮૧
જાં લગ રેશે જીવનો બંધ...૧૧૬
ડુબેલ સર્વ લોકને ... ... ૭૭
તન કાઈકું પાયા ... ...૨૦૪
તારણ કૈસા હોઈ ... ...૧૯૮
તુમ ક્યા દેખો ઘટમાંહી ...૧૮૮
તુમ ખોજો કૈસે પાર... ...૨૨૮
તુમ ભૂલ ગયે રે દેશ મુસાફિર૧૫૩
તુમ સુનો સજન ... ...૧૯૧
તું ઈશુ મશીહકું ધરલે ...૧૪૮
તું બળવાન ખરો, ... ... ૬૬
તૃણ પણ લેતાં પાપ છે ...૨૬૬
દયા રોટલી માગેછે, ...૨૯૯
દાડો ગયો થઈ રાત, ...૧૨૩
દાતાર દેવ જે દાંન દેનારો૧૩૧
દાતાર દેવનાં બધાં દાનો...૧૩૦
દુર્મતમાં જે નહિ ભળે ... ૨
દુષ્ટને મતે જે ન ચાલે ...૧૦૯
દુષ્ટ માર્ગો તજો. ... ... ૮૭
દૃષ્ટિયે પડે થંભ જે... ... ૮૦
દેખો એ મનવા ક્યાંહાં ...૧૮૫
દેખો સ્વારથી માતકી ...૧૮૬
દેવનંદન વિશ્વરંજન... ...૨૪૬
દેવને સર્વ લોક વખાણો ...૧૦૦
દેશીતણા લોક શા કાજ ... ૮૧
દેહતણો સુખ ભોગજ ...૩૦૩
ધન્ય કહું તે બાળકને જે...૨૬૯
ધર્મતણો શુભ મર્મ તો ... ૧૦
ધ્યાનમાં ધારી દેવનાં દાનો.૧૨૯
ન પાડે કદી સૂર્ય જો તાપ. ૬૩
નાનાં મોટાં બધાં ... ... ૯૮
નાનાં બાળક સંપ કરી રહે.૨૬૩
નાનું કે અપમાન થયાથી ૨૩૨
નાને નાને ટીપે. .... ...૩૦૧
નેકીકા સોદા કરલે... ...૨૨૩
નૈનન ખોલી ચોદીશા દેખો૨૨૫
પરજનનું ધન હું શા માટે૨૬૭
પરમ ધર્મ શુદ્ધ મર્મ ...૨૮૭
પરાત્પર પિતા સદા માન ... ૧૨૫

પલક ના બીસરૂં ... ... ૧૮૭
પાય રખે મારા બસી ... ૧૭
પારબ્ધ દૃષ્ટિ પરાત્પરની... ૫૩
પાળક ઈસુ, પાળ મને, જી ૩૧
પિતાતણે પરાક્રમે... ... ૭૮
પિતાને આપો સર્વ માન ૧૨૪
પ્રગટ થશે રે ઈસુ ક્યારે... ૩૮
પ્રભુ કેમ નથી ... ... ૨૪૯
પ્રભુ કેવા ઉપકારથી ... ૨૭૧
પ્રભુજી મોહે બક્ષો ... ૨૦૦
પ્રભુતણુંજ શાસ્ત્ર પૂર્ણ... ૩૧૧
પ્રભુ, તારો પ્રેમ અપાર... ૧૩૭
પ્રભુ તેરી પ્રભુતા ... ૨૩૨
પ્રભુનું આસન સ્વર્ગમાં... ૮
પ્રભુ બારમાં સર્વ ઉભા છિયે ૪૩
પ્રભુ પુણ્યદાતા તણી આણ. ૪૫
પ્રભુ મજ, આપ બરી... ૯૬
પ્રભુ મજ, તારણ દે ... ૯૫
પ્રભુ મંડપમે કોન બસે... ૧૫૯
પ્રભુ સર્વ દાતારને સ્તોત્રથી ૪૨
પ્રભુ સૃજનાર જે ઉંચ્ચ આકાશ ૧૪૧
પ્રીત મેરી બાંધી હો... ૨૧૪
પ્રીતિથી ઈશુને સેવો રે... ૧૫૭
પ્રેમ અજીત હું ગાઉં ... ૯૨
પ્રેમ અને આનંદ છે ... ૨૭૩
પ્રેમના નામનું, પ્રેમના... ૧૧૮
પ્રેમ ફરે નહિ ઈસુનો ... ૫૦
ફરી ફરી કર ધાલો જી ... ૨૮૦
ફરી ફરી યત્ન કરી કરવું... ૨૮૧
બંદગી કરલે સાહેબકી... ૨૧૭
બરનું એક બાત... ... ૨૩૧
બાજી મોરી નામસે ... ૧૯૦
બાહાદુર જો કહિયે ... ૧૬૩
બાળપણમાં, બાળકો,... ૩૦૬
ભક્તતણી છે શુભ શુભ... ૨૭૭
ભક્તિ કરો બોળે ભાવે રે ૧૪૭
ભજ ઈશુકા નામ રે... ૧૯૦
ભજન કરો નિત બોરે... ૨૮
ભજન બિના ક્યોં. ... ૨૪૩
ભજ મારા મન પ્રભુને... ૧૬૬
ભજો ગુરૂ ઈશુકું બારે ... ૧૯૪
ભજો ભાઈ પ્રભુ ભાવે... ૨૨૧
ભજો હો ભૈયા ઈશુ ... ૧૮૦
ભલે આવ્યા પ્રભુ રે... ૧૬૯
ભાઈ મને ભાગ્યે મળ્યો છે ૨૧૨
ભાઈ રે સંતકા લડના... ૨૩૫
બોળા ભૂલમાં શું ફરે ... ૨૨૦
મજ જીવનના નાથજી... ૬
મજ વિશ્વાસ વધાર પિતાજી ૬૧
મનકું ભુલું પડયું જગમાંઈ ૧૬૮
મન માને નહિ,... ... ૧૯૨
મન રંગ લે આગે, ... ૨૩૯
મરણસે ક્યું ડરતા મન તું ૧૬૨
મસીહકી બડી મેહેરબાની ૧૫૪
મસીહજીકું ભજો... ... ૧૭૯
મસીહજી હમારો ત્રાતા ૧૯૯

અા


મહાન વૈદ પાસ છે, ... ૧૪૩
માત પિતાને માન ... ૨૯૩
માનો માનો મૂર્ખ ... ૧૮૪
મારા આકાશવાસી બાપ ૧૩૬
મારા દિન બહુ થોડા છે ૨૭૨
મારા પ્રેમને મનમાં આણી ૧૧૯
મારે કરવું નહિ તોફાન ૨૭૫
મારો જીવ ને મારૂં તન... ૧૧૪
મારો પાળક દેવ છે. ... ૧
મિષ્ટ ભજન કાલ, ... ૧૪૨
મુક્તિનો માર્ગ મૂકીને... ૧૫૫
મુજ સાથે રે, ... ... ૧૩૯
મુસાફર કર સોદા ... ૨૪૨
યહોવાજ મારો... ... ૮૮
યહોવા દેવને વખાણો... ૧૩૨
યે જૂઠી માયા ... ... ૨૨૪
યેહિ ત્રાતા પૂરા,... ... ૨૨૯
રચી રચી રે સ્વામી ... ૨૩૩
રાખો રે તમ ... ... ૨૫૦
રાત ગઈ છે, થાય સવાર ૬૫
રાત ગઈ થઈ સવાર, ... ૧૨૨
રાતના પોરના ઘોર અંધારમાં ૪૧
રે અમારો નથી ઠામ... ૩૧૩
રે કાળના અંતમાં ... ૪૯
રે ખ્રીસ્ત ત્રાતાતણી વાત ૪૭
રે જા અવિશ્વાસ, ... ૧૩૩
રે જીવ તું કેમ થાકેલો... ૧૦૮
રે પ્રીતિ વખાણુંજે ... ૭૪
રે ભૂતળેની બધી જાત... ૧૪૫
રે લોકને લાવવા... ... ૪૮
રે સર્વ મારાં જશે વર્ષ... ૪૪
લડત લડના હૈ ... ... ૨૩૪
લાખો પૂજક મૂર્ત્તિના ... ૯
લોક કરે છળ, પૂર્ણ કરે... ૮૯
લોભતણું વિષ હું નહિ... ૩૪
વંદજો વંદજો ... ... ૩૦૮
વચને કયો દેશ જે ... ૧૮
વાત ખરી કે ઈશ્વર મોટો ૩૫
વાહ! વાહ! એ તો કેવું ૨૭૬
વિશ્વાસજ આનંદ દેશે... ૧૧૫
વિશ્વાસીના દેવ તું ... ૨૪
વીતી બધા વિશ્વનો... ૭૩
શાસ્ત્ર પવિત્ર. ... ... ૨૫૨
શી ઉપમા ઈસ્ત્ર પર કહિયે ૫૫
શુભ વાર્ત્તાનો જે શુભ ધર્મ ૬૭
શ્રમ નિત્ય કરો... ... ૯૪
શ્રમરાજા બહુ મોટો છે રે ૨૮૪
સકલ નામ જગ... ... ૨૪૮
સતગુરૂ પૂરા મિલા. ... ૨૧૧
સત્ય દેવને ભજો... ... ૨૮૮
સદાય પાસ થા, મહા દયાળુ ૭૫
સભા મધ્યે આવો ... ૯૯
સમર્થ દેવ બાપ તું ... ૭૬
સર્વ લોકો તમો દેવને... ૮૨
સહુનું સુખ તમ સહુ જણ ૫૯
સહુ લોકો, પ્રભુ શરણે... ૫૬

સંજ્ઞા સુમરન કરો, ... ૧૬૪
સંભારક આત્મા, આવું... ૬૯
સંસારી સંસારને ... ૨૩
સાગરમાં તોફાનં થયે જો ૩૧૯
સાચું સદાજ બોલતાં ... ૨૭૪
સાંજ પડેછે જીવતણી... ૫૪
સાંભળજો રે સારી વાતો ૩૯
સીદ થયું ઉદાસી મન,... ૧૫૦
સુમરન કર સત... ... ૧૮૨
સેવા કરવા આવિયા ... ૩૦૨
સૌ જંગતના લોકો આવો ૧૨૧
સ્તુતિ સામર્થ મહિમા... ૧૪૬
સ્મરણ કરી શુભ વાચ્યા... ૨૯
સ્મરણ સત ગુરૂ નામકા ૨૪૭
સ્મરો સ્મરો દિન મારો ૨૯૨
હજી ગુણ સતગુરૂકે ગાવો ૧૯૩
હમણા કર્ત્તાને સંભારો... ૨૫૬
હમારા દેશ હૈ નિરાળા... ૧૫૨
હરરોજ જગદીશ જપના ૨૧૮
હર્ષ ઘણો આકાશમાં... ૨૨
હવે અમર બનશે મારી ૧૭૫
હું છું તમારો દાસ મસીહજી ૧૮૩
હુંજ યહોવા દેવ છું ... ૨૯૧
હું તો નિર્બુધ લાંઠ હતો... ૩૦૯
હું તો ન્હાનો બાળ છું... ૨૫૭
હું નહિ કોનો ઓસીઆળો ૨૫૧
હે પ્રભુ ઈશ્વર અમારો... ૧૦૬
હે પ્રભુ ઈસુ નાથ તું ... ૧૯
હે પ્રભુ, દર્શણ દેજો જી... ૬૦
હે પ્રભુ દર્શન આપી ... ૬૮
હે પ્રભુ દિલાસા દેતા રે... ૧૭૨
હે ઈસુ જગના તારનાર ૧૩૫
હે ત્રાતા દયા કર, ... ૧૧૩
હે પરાત્પર સર્વ ત્રાણી... ૧૨૬
હે પ્રભુ શીખવ તું મને... ૨૭૯
હે પ્રભુ, શિખવ પ્રાર્થના ૨૭૮
હે પ્રભુ હું આનંદથી... ૧૫
હે પ્રભુ હું તુજ નામથી... ૧૬
હે મજ આત્મા કેમ તું... ૭
હે મજ ત્રાતા, તું વડો... ૫
હે મારા તારનાર તારો... ૧૦૭
હોઈયે દીનદયાળ ... ૧૭૭
હ્યાં તો શોક દુઃખ થાયછે ૨૯૭
હ્યાં હું પરદેશી છું, ... ૧૩૮
ક્ષેમ કુશળ તો સંધા બોલે. ૩૧૬




## છંદોનું સાંકળિયું.


અજીત; ૯૨. [૩૦૧.
અંગ્રેજી રાગો; ૯૭–૧૪૬, ૨૯૪–૨૯૯,
એકત્રીસી; ૩૧, ૩૨, ૨૬૯, ૨૭૬, ૩૦૭,
૩૧૦, ૩૧૨, ૩૧૬, ૩૧૯.
એકાદશી; ૭૧, ૭૨. કાવ્ય; ૨૯૩.
ચરણાકુળ; ૫૫–૬૧, ૨૫૬, ૨૮૪.
ચોપાઇ; ૬૫–૬૮, ૨૭૫.
ચોપાયા; ૨૫–૩૦, ૨૫૩, ૨૬૩, ૨૬૭,
૨૭૨, ૨૭૭, ૨૮૨, ૨૮૫, ૩૧૫.
ઝુલણા; ૪૧–૪૯, ૩૦૮, ૩૧૩.
તુરગ; ૮૫. તોટક; ૯૪, ૩૦૪.
દાલરી; ૮૧. [૨૮૧, ૩૦૦.
દેશી રાગો; ૯૫, ૯૬, ૧૪૭–૨૫૨, ૨૮૦,
દોહા; ૧–૨૪, ૨૫૪, ૨૫૫, ૨૫૭, ૨૫૮,
૨૫૯, ૨૬૪, ૨૬૫, ૨૬૬, ૨૬૮, ૨૭૧,
૨૭૩, ૨૭૪, ૨૭૮, ૨૭૯, ૨૮૩, ૨૮૪,
૨૯૧, ૩૦૨, ૩૦૬, ૩૧૭, ૩૧૮, ૩૨૦,
૩૨૧.
નારાચ; ૭૫–૭૭. નિષેધ; ૨૮૯.
પવંગમ; ૨૯૦. પોમાવતી; ૯૦.
બત્રીસી; ૮૯. બહર; ૨૯૨.
ભુજંગી; ૬૨–૬૪, ૨૬૨, ૨૭૦, ૩૦૫.
મરહટ્ટા; ૬૯, ૭૦. મહિદીપ; ૩૨૧.
માદરી; ૮૩. રૂચિરા; ૯૩.
લલિત; ૭૯, ૮૦. વખોદ; ૨૮૬.
વિક્રાંત; ૫૦–૫૪, ૩૦૯. વિમોહ; ૮૭.
વિશેષક; ૯૧, ૩૦૩. [૩૧૪.
શરણાગત કે સત્તાવીસી; ૩૩–૪૦, ૨૬૦,
શંખનારી; ૮૮. શ્રગ્વિણી; ૮૨.
સમાનિકા; ૮૬, ૨૮૮. સુબોધ; ૨૬૧.
સુલીય; ૭૮. સોરઠા; ૮૪.
હર્ષધ્વજા; ૭૩, ૭૪. હીર; ૨૮૭.


## કર્તાઓનું સાંકળિયું.


કલાર્કસન; ૯૭, ૯૮, ૧૦૨, ૧૦૪, ૧૦૫,
૧૦૬, ૧૪૬, ૧૪૯, ૨૯૮.
કાળા છીબા; ૨૦૮–૨૪૫.
ખીમા રામા; ૧૭૮–૨૦૬.
ગ્લાસગો; ૧૦૧, ૧૩૬, ૧૩૭, ૧૪૫, ૨૯૬,
૨૯૭, ને ટ. ૧૪૪.
ચોમા પાથા; ૧૪, ૨૪, ૪૭, ૪૮, ૪૯,
૬૪, ૭૬, ૩૧૩.
દાના રામા; ૨૦૭.
બે. કેરશા; ૩૦, ૧૪૨, ૩૦૮.
ભાણા રતન; ૯૪.
ભીખા ખાંડા; ૨૪૬–૨૪૮.
માના રામા; ૨૪૯.
મણ્ટગમરી; ૧૩૩, ૧૩૮, ૧૩૯.
મોર; ૧૩૪. ર. દે. ૩૦૬.
રણછોડ જીવા; ૭૯, ૮૦.
રામા કલ્યાણ; ૩૯, ૯૩, ૧૪૭–૧૭૭,
૧૪૦, ૨૫૦, ૩૧૫.
વાલેસ; ૧૩૫.
વેલ્સ; ૧૪૦, ૧૪૧.
વાલજી બેચર; ૪૬, ૩૦૮.
હ.; ૯, ૩૬, ૫૯, ૨૫૩, ૨૫૪, ૨૫૫,
૨૫૬, ૨૬૨–૨૬૫, ૨૬૮, ૨૭૦, ૨૭૧,
૨૭૩, ૨૭૫, ૨૭૮, ૨૮૧.


બાકી બધાં ટેલરનાં.

# लघु पिङ्गळ.

૧. लघु, गुरु. કોઈ સ્વર ઉચ્ચારે ટુંકા, કોઈ લાંબા છે; ટુંકાને લઘુ, ને લાંબાને ગુરૂ કહેછે. અ, ઇ, ઉ, ઋ, એ ચાર લઘુ સ્વર ; અને આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, એ સાત ગુરૂ સ્વર છે.

લઘુસ્વર એકેક માત્રાના, ને ગુરૂ બબ્બે માત્રાના છે; પણ લઘુ સ્વર કેટલાએક પ્રસંગમાં બે માત્રાના ગણાય છે ; એટલે જ્યારે—

૧) માથે મિંડું આવે ; અં, ઇં, ઉં, તું, હું, ઘું.

૨) આગળ વિસર્ગ આવે ; તઃ, દુઃ.

૩) આગળ ખોડો અક્ષર આવે; સત્, સદ્; એમાં ‘સ’ બે માત્રાનો છે.

૪) આગળ જોડાક્ષર આવે; અસ્ત્ર, કર્મ, ચિત્ત, ઇત્યાદિમાં આદ્યાક્ષર બે માત્રાનો છે.

૨. गण, उपगण. બબ્બે અક્ષરના થોકલા ઉપગણ, ને ત્રણ કે ચાર અક્ષરના ગણ કેહવાય છે. વિગત નીચેના કોષ્ટકમાં છે.

| | અક્ષર. | માત્રા. | નામ. | ઉદાહરણ. | રૂપ | તાળની જગ્યા. |
|---|---|---|---|---|---|---|
| उपगण | ૨ | ૨ | લલ | લખં | ⏑⏑ | ⏑′⏑ |
| ,, | ૨ | ૩ | લગ | લખો | ⏑– | ⏑–′ |
| ,, | ૨ | ૩ | ગલ | ગામ | –⏑ | –′⏑ |
| ,, | ૨ | ૪ | ગગ | ગામો | –– | –′– |
| गण | ૩ | ૩ | નગણ | નગર | ⏑⏑⏑ | ⏑′⏑⏑ |
| ,, | ૩ | ૪ | ભગણ | ભોજન | –⏑⏑ | –′⏑⏑ |
| ,, | ૩ | ૪ | જગણ | જણાવ | ⏑–⏑ | ⏑–′⏑ |
| ,, | ૩ | ૪ | સગણ | સગળા | ⏑⏑– | ⏑⏑–′ |
| ,, | ૪ | ૪ | હયગણ | હરકત | ⏑⏑⏑⏑ | ⏑′⏑⏑⏑ |
| ,, | ૩ | ૫ | યગણ | યથાર્થી | ⏑–– | ⏑–′– |
| ,, | ૩ | ૫ | રગણ | રાવટી | –⏑– | –′⏑– |
| ,, | ૩ | ૫ | તગણ | તૈલંગ | ––⏑ | –′–⏑ |
| ,, | ૩ | ૫ | મગણ | માતાજી | ––– | –′–– |

૩. छंद. અક્ષરની ગણત્રીએ કાવ્ય રચાય, તો અક્ષર છુંદ; અને માત્રાની ગણત્રીએ રચાય, તો માત્રા છુંદ થાયછે.

૪. वृत्त. અમુક નિયમે કાવ્ય રચાય, તો તેથી એક વૃત્ત થાય છે. ભુજંગી ઈત્યાદિ તે અક્ષર છુંદનાં વૃત્તો, ને ચોપાઈ ઈત્યાદિ તે માત્રા છુંદનાં વૃત્તો છે (અંક ૧૧ માં જોવું).

૫. चरण के पाद. એકેક વૃત્તના બે ત્રણ કે અધિક ભાગ હોયછે. એ તેના ચરણ કે પાદ (પગ) કેહવાયછે; કેમકે જાણે એઓએ કરીને કાવ્ય ચાલેછે. પેહલાને પૂર્વ ચરણ, છેલ્લાને ઉત્તર ચરણ, વચલાને મધ્ય ચરણ કહેછે; ઉદાહરણ:—

"શાંત નદિના તીર પર રોરે ઝાલી હાથ,—એ પૂર્વ ચરણ, કે પૂર્વાર્દ્ધ.
મારો જીવ દિને દિને બળ પકડે સાક્ષાત."—એ ઉત્તર ચરણ કે ઉત્તરાર્દ્ધ.

"આકાશી અજવાળું માગું,—એ પૂર્વ ચરણ.
લૌકિક અંધારૂં હું ત્યાગું,—એ મધ્ય ચરણ.
દિન પર ચેત થઇને જાગું"—એ ઉત્તર ચરણ.

૬. जति. ચરણમાં ખંડખંડ આવે તો જતિ કે આચકો થાયછે.

,, "શાંત નદિના| તીર પર,|| રોરે ઝાલી| હાથ,
મારો જીવ દિ|ને દિને,|| બળ પકડે સા|ક્ષાત."

એ ઉદાહરણમાં જતિની જગ્યા ||આ ચિન્હે કરી દેખાડેલી છે. આ તો મહાજતિ કેહવાયછે; તે એવી ભારે છે કે તાં શબ્દ પૂરો થવો જોઈએ. પણ બીજી જતિ અલ્પ (એટલે હળવી) કેહવાયછે, તે શબ્દને અંતે કે મધ્યે પણ આવે. ઉપરના ઉદાહરણમાં અલ્પ જતિની જગ્યા |એ ચિન્હે કરીને દેખાડેલી છે.

૭. तुक. મહા જતિએ કરીને ચરણમાં જે ખંડ થાયછે તે તેની તુક (ટુકડી) કેહવાયછે. અંક ૬ માંના ઉદાહરણમાં એકેક ચરણની બબે તુક છે. પેહલી તે પૂર્વ તુક, ને બીજી તે ઉત્તર તુક છે.

૮. તાળ. વૃત્તોના અમુક અક્ષરો પર ઘાંટાનો ભાર કે જોર આવેછે, તેને તાળ કહેછે.* અક્ષર છંદનાં વૃત્તો રચવામાં ગણ ઉપગણ વપરાયછે. ગણના જીયા અક્ષર ઉપર તાળ આવે તે અંક ર ના કોષ્ઠકની છેલી ઓળમાં ' એ ચિન્હે કરીને દેખાડેલું છે; યગણના વચલા અક્ષર પર તાલ આવેછે ‿ –' –. ભુજંગી વૃત્તના ચરણમાં ચાર યગણ આવેછે; "કરો કામ સારાં પ્રજા સર્વ જાગી."

. માત્રા છંદનાં વૃત્તોમાં ત્રણ, ચાર કે અધિક માત્રાને અંતરે તાળ બેસે. નીચલા ઉદાહરણમાં તાલના અક્ષર બાળબોધમાં છે.

ત્રણ ત્રણમાત્રાને અંતરે; "પરમ ધર્મ શુધ્ધ મર્મ ધીર ધ્યાનમાં ધરો"

ચંચાર માત્રાને અંતરે; "સહુ લોકો પ્રભુ શરણે આવો
જય જય કાર કરીને ગાઓ."

પાંચ પાંચને અંતરે ; "પરમ ભૂપાળને ભાવથી પૂજતાં
સૃષ્ટિના કાર્યનું સ્મરણ રાખો."

૯. મિત્રાક્ષર. પ્રાસ, અનુપ્રાસ. મળતા ઉચ્ચારના અક્ષર મિત્રાક્ષર કેહવાયછે. ચરણ ચરણને અંતે જે આવે છે તે પ્રાસ અને અનુપ્રાસ કેહવાયછે. પૂર્વ ચરણને અંતે જે છે તે પ્રાસ, ઉત્તર અને મધ્ય ચરણને અંતે જે છે તે અનુપ્રાસ છે.

આકાશી અજવાળું માગું,—એમાં "માગું" તે પ્રાસ છે,
લૌકિક અંધારૂં હું ત્યાગું ;—એમાં "ત્યાગું" એ અનુપ્રાસ,
દિન પર ચેત થઇને જાગું.—એમાં "જાગું" એ પણ અનુપ્રાસ છે.

તુક તુકને અંતે જે મિત્રાક્ષર આવે તે તુકપ્રાસ ને તુકાનુપ્રાસ છે. નીચેના ઉદાહરણમાં બાળબોધ અક્ષરોએ કરીને એ દેખાડેલું છે.

સહુ સંશય કાઢી હઠને છાડી આપો આ વિશ્વાસ,
ભય દૂર કરાવો ગર્વ તજાવો કાઢો સર્વ નિરાશ.

---

*શબ્દનો છેલો સ્વર લઘુ હોય, તો તેના ઉપર તાળ આવતો નથી; કામ, કપટ ઇત્યાદિના અંત્યાક્ષર પર તાળ નથી આવતો.

કોઈ વૃત્તોમાં મિત્રાક્ષર ચરણની વચમાં આવેછે; જેમકે—

સોરઠા. જે જન ઇચ્છે ज्ञान પ્રભુ પાસે તે શીખવું,
ભક્તિવિના જે જ્ઞાન અંતે દુઃખ પમાડશી.

તુક પ્રાસ તથા ચરણ પ્રાસ બેહુ આવે તો ચોક થયો; જેમકે—

થોડા જોઇ અપરાધ મંદિરિયાને मारे,
બળવંતાનો बाध કરી શકે નહિ क्यारे.

૧૦. झड. यमक. ચરણમાં મળતા ઉચ્ચારના અનેક જૂદા શબ્દ આવે તો झड, અને તેનેતેજ શબ્દ ચરણમાં અનેકવાર આવે તો यमक કે जमक થાય છે.

झड— પરમ પર્મકા કર્મકો મરમ લહતવિન ભરમ
તખત પતિ સુત વખતકો રખત સદા દ્રુગ શરમ.

जमक—જાથીતો ન હતો પંથ, જોઇને જાથીતો થયો;
જાથીતા થઇને કીધા જાથીતા તમામને.

## ૧૧. अ.—अक्षर छंदनां उदाहरणो.

લઘુ સ્વરનું ચિન્હ ‿ આ, ગુરૂનું – આ, તાળનું ʹ આ, વધારાનું + આ, મહાજતિનું ‖ આ, અલ્પ જતિનું | આ કરેલું છે.

શંખનારીવૃત્ત. ચરણે ૨ યગણ; ૨ તાળ; ‿–ʹ– ‿–ʹ–

મહા શાંતકામી, તને શુદ્ધ ધામી,
નમી પાય લાગું, નવી ચાલ માગું.

ભુજંગીવૃત્ત. ચરણે ૪યગણ; ૪તાળ; ‿–ʹ– ‿–ʹ– ‿–ʹ– ‿–ʹ–

વિવેકી ન રાખે કશી ભૂલ જાણી;
ફરો યાર માટે સુણી શુદ્ધ વાણી.

દાલરીવૃત્ત. ચરણમાં ૪ તગણ + ગગ; ૫ તાળ;

–´–∪ –´–∪ –´–∪ –´–∪ –´–

જુલાકરાજા મળે એકઠા સર્વ સંગે,
એકેજ ચિત્તે પ્રધાનો મહા ગર્વ રંગે.

વિમોહવૃત્ત. ચરણે ૨ રગણ, ૨ તાળ; –´∪– –´∪–

દુષ્ટ ચાલો તજો, દેવને સૌ ભજો;
પુણ્ય પંથે ફરો, શુદ્ધ કામો કરો.

સ્રગ્વિણીવૃત્ત. ચરણે ૪ રગણ; ૪ તાળ; –´∪– –´∪– –´∪– –´∪–

સર્વ લોકો તમો, દેવને માનજો;
વિશ્વ દાતારને સર્વદા જાણજો.

એકાદશીવૃત્ત. ચરણે ૩ રગણ + ગલ; ૨ જે રગણે અલ્પ જતિ;
૪ તાળ; " –´∪– –´∪–| –´∪– –´∪

એક છે એક છે સત્યનો પંથ,
તે થઈ ચાલતાં દેવના સંત.

ઝૂલનાવૃત્ત. ચરણે સાત રગણ + ગ, આઠ તાળ; ચોથે રગણે
મહાજતિ, તુક તુકને, બીજે રગણે અલ્પ જતિ;

–´∪– –´∪–| –´∪– –´∪–|| –´∪– –´∪–| –´∪– –´

જાગરે, જીવ તું, ગાયનો માંડજે, ઈશ્વરી પ્રેમને શુદ્ધ જાણી;
ચેતતાં ઊઠજે, કામમાં લાગજે, દેવને ધારજે, ધન્ય માની.

હર્ષધ્વજાવૃત્ત. એક બે માત્રાનો અક્ષર પેહલાં, પછી ૨ રગણ,
૧ ભગણ + ગ; ૪ તાળ; ˘ –´∪– –´∪–| –´∪∪ –´

ત્રાતાતણા થંભથી ત્રાણ મળે
ઈસુ થકી શુદ્ધને શાંત વળે.

વિશેષવૃત્ત. ૫ ભગણ + ગ; ૬તાળ; –´ᴗᴗ –´ᴗᴗ –´ᴗᴗ –´ᴗᴗ –ᴗᴗ –´

ઈશ્વરનાં બળ જ્ઞાન મળે સહુ સૃષ્ટિ કરી;
તો શુભ ગાન પ્રમાન કરૂં, કૃત ધ્યાન ધરી.

વિક્રાંતવૃત્ત. ૫ ભગણ, ૧ ગગ, પેહલાથી ચોથા સુધી ભગણને સ્થળે ચાહે તો ગગ કરાય. મહા જતિ ૬ ઠી કે ૧૦ મી કે ૧૪ મી માત્રાએ આવે (આ ગ્રંથમાં વિશેષે કરીને ૧૪ મીએ છે); ૬તાળ;

–´ᴗᴗ –´ᴗᴗ –´ᴗᴗ –´ᴗᴗ –´ᴗᴗ –´–

જોબન કાળ ઘણો દીપે તાજા બળ સાથે,
સર્વ પ્રસંગે હર્ષ કરે નહિ લે દુખ માથે.

ઈંદ્રવિજયવૃત્ત. ૭ ભગણ ૧ ગગ, ૪થે ભગણે જતિ; ૮ તાળ;

–´ᴗᴗ –´ᴗᴗ –´ᴗᴗ –´ᴗᴗ || –´ᴗᴗ –´ᴗᴗ –´ᴗᴗ –´–

લોક કરે છળ, પૂર્ણ કરે બળ, ભાવ વિનાશ ખરો કરવાનો;
તો પણ ઈશ્વરનું શુભ ધારણ નિત્ય વિલંબ કરે નહિ માનો.

સમાનિકાવૃત્ત. ચરણે ૩ લગ + ગ, ૪ તાળ; –´ᴗ –´ᴗ –´ᴗ –´

દેવ સર્વ રાય છે, દેવ પાસ ન્યાય છે;
શોધમાં ન ચૂકશે, કોઈને ન મૂકશે.

લલિતાવૃત્ત. પૂર્વ ચરણે ૧૦ અક્ષર, ૫ મીએ મહાજતિ; ૬તાળ;
ઉત્તર ચરણે ૧૨ અક્ષર, ૭મીએ મહાજતિ; ૬તાળ;

–´ᴗ –´ᴗ –´ || –´ᴗ –´ᴗ –´
ᴗ–´ᴗ –´ᴗ –´ᴗ|| –´ᴗ –´ᴗ –´

ખ્રીસ્ત નાથ જી, તુંજ છે ધણી;
અમો મનુષ્યજાત પાપણી ઘણી.

માદરીવૃત્ત. ૧લે ૩જે ૪થે ચરણે ૩ ગલ + –; ૪ તાળ;
૨જે ૫મે ચરણે ૭ગલ + –; ૮તાળ;

–´ᴗ –´ᴗ –´ᴗ –´

–´ᴗ –´ᴗ –´ᴗ –´ᴗ –´ᴗ –´ᴗ –´ᴗ –´

ખ્રીસ્તનેજ માનજે,
ખ્રીસ્ત કામ, ખ્રીસ્ત નામ પૂર્ણ શુદ્ધ જાણજે;
યોગ્ય ગાન આણજે,
ખ્રીસ્તને વખાણજે;
સૌ કરે સદાય સેવ વૃદ્ધને જુવાન જે.

નારાચવૃત્ત. ૮ લગ, ચોથે મહા જતિ; ૮ તાળ;

ᴗ–´ ᴗ–´ ᴗ–´ ᴗ–´ || ᴗ–´ ᴗ–´ ᴗ–´ ᴗ–´

સદાય પાસ થા, પિતા, સુજ્ઞાન બોધ આપતાં,
સુપુત્રના વિચારમાં વિવેક નિત્ય થાપતાં.

સુલીચવૃત્ત. ચરણે ૮ લગ + ᴗ, ચોથે મહાજતિ; ૮ તાળ;

ᴗ–´ ᴗ–´ ᴗ–´ ᴗ–´ || ᴗ–´ ᴗ–´ ᴗ–´ ᴗ–´ ᴗ

પિતા તણે પરાક્રમે પ્રસંગ સર્વે છે ઠરેલ;
રહીશ માટ જીવતો, પિતા થકી સદા ધરેલ.

તોટકવૃત્ત. ચરણે ૪ સગણ, ૪ તાળ; ᴗᴗ–´ ᴗᴗ–´ ᴗᴗ–´ ᴗᴗ–´

મન ભાવ થકી પ્રભુને ભજજો;
સત ચાલ કરી ભ્રમને તજજો.

## आ.—मात्रा छंदनां उदाहरणो.

ચાર માત્રાના ચોકલાને વાસ્તે ૪, ત્રણને વાસ્તે ૩, બે ને વાસ્તે ૨, એકને વાસ્તે ૧, લઘુને વાસ્તે ᵕ એ ચિન્હ, ગુરૂને વાસ્તે – એ ચિન્હ કરેલાં છે. ચોકલા ચોકલાને આરંભે તાળ બેસેછે, તેનું ચિન્હ ' એ છે. કહિંએ બે જગણ સાથે નહિ આવે.

**તુરંગવૃત્ત.** ૧૨ માત્રા, ૩ તાળ; ૪' ૪' –' –

શુદ્ધ વિચાર કરીને, સત્ય પ્રમાણ ધરીને,
ભૂતળનું સહુ તોલું, મૂલ્ય ખરૂં તે બોલું.

**ચોપાઈવૃત્ત.** ૧૫ માત્રા, ૪ તાળ; ૮મી માત્રાએ જતિ; ૪' ૪' | ૪' –' ᵕ

હે મજ ત્રાતા, લે મજ ઊર, નહિ ખસવા દે તુજથી દૂર.
અંતર રાખીને વિશ્વાસ, અંતે પ્હોચું પ્રભુ તુજ પાસ;

**અરણાકુલવૃત્ત.** ૧૬ માત્રા, ૪ તાળ; ૮મી માત્રાએ જતિ;
૪' ૪' | ૪' –' –.

સહુ લોકો, પ્રભુ શરણે આવો, જય જયકાર કરીને ગાઓ.

**વભેદવૃત્ત.** ૧૯ માત્રા, ૫ તાળ; ૪' ૪' ૪' ૪' –' ᵕ

આજ્ઞા ધારી નિત નિત રાખો ધ્યાન,
તેનો મર્મ વિચારી પામો જ્ઞાન.

**નિષેધવૃત્ત.** ૨૦ માત્રા, ૫ તાળ; ૪' ૪' ૪' ૪' –' –

એકજ હું પ્રભુ દેવ ભજીને સેવો;
અવર કરો મા મારી સમ્મુખ દેવો.

**પ્લવંગમવૃત્ત.** ૨૧ માત્રા, ૫ તાળ; ૧૧મી માત્રાએ મહાજતિ.
૪' ૪' –' ᵕ || ᵕ ૪' –' ᵕ –

ઈશ્વરનો કર ભાવ, ખરૂં દિલ રાખતાં;
તેને ધારો શ્રેષ્ઠ, બધામાં તાકતાં.

**મહિદીપવૃત્ત.** ૨૨ માત્રા, ૬ નગણ, ૧ ગગ; નગણને સ્થલે ગલ કરાય; ૧૨ મીએ મહાજતિ, તુકને ૬ઠીએ અલ્પજતિ;

⏑´⏑⏑ ⏑´⏑⏑ | ⏑´⏑⏑ ⏑´⏑⏑ || ⏑´⏑⏑ ⏑´⏑⏑ | –´ –

પ્રભુ તણાજ શાસ્ત્ર પૂર્ણ ચિત્ત ફેરવેછે.
પ્રભુ તણીજ શાખ અચલ મૂર્ખ ગ્નાન લે છે.

**સુબોધવૃત્ત.** ૨૨ માત્રા, ૫ તાળ; ૧૧મી માત્રાએ મહાજતિ;

૪´ ૪´ ૨⏑´ || ૪´ ૪´ ૨´⏑

યોગમ વાતાવર્ણ, અસમાની આકારા,
ચળક ચળક મંડાણ, જ્યોતિષ્માન પ્રકારા.

**બદરવૃત્ત.** ૨૨ માત્રા, ૬તાળ; ૧૨મીએ મહાજતિ; પૂર્વ તુકને અંતે ગગ; ઉત્તર તુકને આરંભે એક લઘુ, અંતે રગણ;

૪´ ૪´ –´ – || ૧૪´ –´ ⏑ –´

પ્રભુ જે દેવ તમારો ખરા વિશ્રામનો
સપ્તમ વાર ઠરાવ્યો પરિશુદ્ધ કામનો.

**અજિતવૃત્ત.** ૨૩ માત્રા, ૬ તાળ; ૧૨ મીએ મહાજતિ;

૪´ ૪´ ૪´ || ૪´ ૪´ ૩´

પ્રેમ અજીત હું ગાઉં પ્રભુનો મોટો પ્રેમ;
અનાદિ તોય નવો જે, કો બૂઝે તે નેમ!

**હીરવૃત્ત.** ૨૩ માત્રા, ૮ તાળ; ૧૨મી માત્રાએ મહાજતિ; તુક તુકની છઠીએ અલ્પજતિ.

૨´⏑ ૨´⏑ | ૨´⏑ ૨´⏑ || ૨´⏑ ૨´⏑ | –´ ⏑ –´

પરમ ધર્મ, શુદ્ધ મર્મ, ધીર ધ્યાનમાં ધરો;
પાત્ર, પંથ, ભાવ, નેમ, દેવ સેવમાં સ્મરો.

દોહાવૃત્ત. ૨૪ માત્રા, ૬ તાળ; ૧૩મીએ મહાજતિ; તુક તુકની
૮મીએ અલ્પજતિ; ૪' ૪'| ૨'᠊ ૨ || ૪' ૪'| ૨' ᠊

મજ જીવનના નાથ જી, કર જોડીને દાસ,
માગે સંકટ કારણે, આવી તારી પાસ.

સોરઠાવૃત્ત. દોહાની પૂર્વ તુકને ઉત્તર કરીને, ઉત્તર તુક પૂર્વ કરવી;
૨૪માત્રા, ૬તાળ; ૧૧મીએ મહાજતિ; ચરણને અંતે પ્રાસ નથી
પણ પૂર્વ તુકને અંતે છે. ૪' ૪'| ૨'᠊|| ૪' ૪'૨'᠊ ૨

જગતતણી સહુ જાત, ઈશ્વરનાં સ્તોત્રો કરો,
શુભ શુભ શોધી વાત, ત્રાતાને સહુ માનજો.

કાવ્યવૃત્ત. ૨૪ માત્રા, પૂર્વ તુકને અંતે ગલ, ઉત્તરને આરંભે ૫ માત્રા,
અંતે ગગ; ૬ તાળ; ૧૧મી માત્રાએ મહાજતિ;
૪' ૪' –' ᠊ || ૫' ૪' –' –

માત પિતા સમ કોણ? થયો અવતારજ જ્યાંથી,
માત પિતાની સાથ થયું છે બંધન ત્યાંથી.

શરણાગતવૃત્ત. ૨૭ માત્રા, ૭ તાળ; ૧૬મીએ મહાજતિ; તુક
તુકની ૮મીએ અલ્પજતિ; ૪' ૪'| ૪' ૪'|| ૪' ૪'| – ᠊

સહુનો ભૂપ, પિતા તું મારો, હું તો તારો બાળ,
પૂર્ણ પ્રયત્ને આજ્ઞા પાળું, નમ્ર રહી સહુ કાળ.

ચોપાયાવૃત્ત. ઉપલા જેવું, પણ અંતે ગુરૂ આવે; માટે ૨૮ માત્રા;
૪' ૪'| ૪' ૪'|| ૪' ૪'| –' –

જગત્રાતા, તું દીન દયાળુ, માનવ દોષ મટાડો;
માફ કરો અપરાધ અમારો, સતનું જ્ઞાન પમાડો.

**રુચીરાવૃત્ત.** ૩૦ માત્રા, ૧૬મીએ મહાજતિ; તુક તુકની ૮મીએ અલ્પજતિ; ૪´ ૪´ | ૪´ ૪´ || ૪´ ૪´ | ૪´ –´

આવો ઈસુ જગના રાજા ભાવ ધરીને મન આલું,
સત પથની જે રૂડી રીતો અંતર લૈ તે સહુ પાળું.

**સવૈયાએકત્રીસી.** ૩૧ માત્રા, ૮ તાળ, ૧૬મીએ મહાજતિ; તુક તુકની ૮મીએ અલ્પજતિ; ૪´ ૪´ | ૪´ ૪´ || ૪´ ૪´ | ૪´ –´ ◡

વા! વા એ તો! કેવું દીપે, જોબન કાળે લેવું જ્ઞાન;
જૂઠ તજીને સાચજ કેવું, એ તો પામે સહુમાં માન.

**પૌમાવતીવૃત્ત.** ઉપલા જેવું પણ અંતે ગુરૂ, ૩૨ માત્રા ;
૪´ ૪´ | ૪´ ૪´ || ૪´ ૪´ | ૪´ –´ –

નબળા, બળિયા, તે સહુ સરખા; નિસ્સત તે સહુ જાશે નાસી.
અક્ષય, માનો, ઈશ્વર-મહિમા; થાય ન તેનું રાજ વિનાસી.

**મરહઠ્ઠાવૃત્ત.** ૨૯ માત્રા, ૭ તાળ; ૨ મહાજતિ; તુક તુકે પ્રાસાનુપ્રાસ;
૨ ૪´ ૪´ || ૪´ ૪´ || ૪´ ૪´ | –´◡

પરમેશ્વર પાસે, માનવ વાસે, છે મારા અપરાધ;
બહુ છે મુજ મનમાં, ને મુજ તનમાં, અગણિત એ વિખવાદ.

**છપાવૃત્ત.** કાવ્યવૃત્તનાં ૪ ચરણ, પછી નીચે પ્રમાણે ૨ ચરણ ;
૨ ૪´ ૪´ | ૨´ ◡ ૨ || ૪´ ૪´ | ૨´ ◡ ૨.

માત પિતા સમ કોણ? થયો અવતારજ જ્યાંથી,
માત પિતાની સાથ થયું છે બંધન ત્યાંથી.
પ્રથમ પિતાને માત પછી તો અવર બધાં છે;
કહિયે બેની ભાઈ પછીથી સર્વ થયાં છે;
તો માત પિતાને માનતાં, આણ બધી માથે ધરો;
સત દાસ કહે સહુ બાળને, શુભતાનો પથ એ ખરો.

# શુદ્ધિપત્ર.

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ટ | લીટી |
|---|---|---|---|
| ત્યાગિયે હર્ષ તો | ત્યાગિયે હર્ક તો | ૬૮ | ૧૨ |
| સર્વ ડરે ? | સર્વ ડરે. | ૭૦ | ૩ |
| રક્ત, ફરે | રક્ત ફરે, | ૯૧ | ૨ |
| નાના | નાનાં | ૯૮ | ૨ |
| ધરો સુતાજ | ધરો સુચાલ | ૧૨૯ | ૨૧ |
| ૧૫૯ | ૧૮૯ | ૧૩૪ | ૧ |
| જગતરાજે | જગત રાજે | ૧૪૬ | ૧૧ |
| હમકણા | હમણા | ૧૯૪ | ૧૦ |
| બેરાં, મુગાં, | બેરાં, મુંગાં, | ૨૨૩ | ૩ |

# काव्यार्पण.

## धर्म गीत. भाग पेलो : छंद प्रकरण.



### १ વિશ્વાસીનું સુખ.

દાઉદના ગીતોમાંનું ત્રેવીસમું ગીત.

દોહા ; ૪ ૪ ૨ ૧-૨" ૪ ૪ ૨ ૧

મારો પાળક દેવ છે, અછુત કદી નહિ થાય;
લીલ ચારે તે મને સૂવાને લૈ જાય.

શાંત નદીના તીર પર દોરે, ઝાલી હાથ;
મારો જીવ; દિનો દિને, બળ પકડે સાક્ષાત.

સાચતણો જ્યાં પંથ છે, ત્યાંજ ચલાવે પાય;
એવું દેવ કરે સદા, નામતણે મહિમાય.

મોતતણી છાંયે થઈ મારે ફરવું હોય,
તેવા ભયના ખાડમાં, બીક ન જાણું કોઈ.

કાંકે તું મજ પાસ છે, દૂર નથી કોવાર,
તુજ સોટી ને લાકડી શાંત કરી દેનાર;

મારૂં ભોજન સિદ્ધ પણ  વૈરી સમ્મુખ થાય,
માથે ચોળે તેલ તું,  મજ પ્યાલું ઉભરાય.

જીવનના દિન સર્વમાં  પ્રેમ દયા મજ પાસ;
ઈશ્વર મંદિરમાં સદા  હું રાખું મજ વાસ.

---

## ૨ સાચા જુઠાનું વર્ણન.

### દાઉદનાં ગીતોમાંનું પેહેલું ગીત.

દોહા. દુર્મતમાં જે નહિ ભળે,  જે ચાલે ન કુચાલ,
નિંદકના પણ આસને,  નહિ બેસે કો કાલ;

પણ, જે પ્રભુના નીમમાં  હર્ષે, રાખી આશ,
વાંચે નિશદિન શાસ્ત્રમાં,  આશિસ એની પાસ.

નદ પાસે રોપાયલા  વૃક્ષ જેવો તે, જાણ;
યોગ્ય ૠતે ફળવાન છે,  નહિ કરમે પણ પાન.

જે જે કંઈ તે જણ કરે,  સર્વ સફળ દેખાય;
પ્રભુના આશીર્વાદથી,  નિતનિત ફળતો જાય.

એથી તો બહુ ભિન્ન છે,  પાપીઓની વાત;
ભુંસું વાથી જ્યમ ઉડે,  તેમ જશે એ જાત;

માટે પાપી ન્યાયમાં  નહિ રેશે નિર્દંડ;
સત્ય સભામાં દુષ્ટનો  ન ટકે ઠામ અખંડ.

કાંકે બૂઝે દેવ તો  સાચા જનનો પંથ;
દુષ્ટોનો તો માર્ગ જે  નાશજ તેનો અંત.

## ૩ દાસના સુખ દુઃખમાં પ્રભુનું સહસહન.

દોહા. જાણો બંધન દાસનું પુરૂં છે મજ સાથ;
સુખ પામે મજ દાસ તો, તે મજને સુખ વાત.
લાભ કરાવો દાસનો, કામ વૃથા નવ જાય,
સેવા કરતાં દાસની, મારી સેવા થાય. ૧

દુઃખી મારો દાસ તો, હું પણ દુઃખી જાણ;
જો સંતાપો દાસને, મજને લાગે બાણ.
જે જે જન મજ દાસને, તુચ્છ ગણે કોવાર,
તે નિજ અંગે પામશે તેનો પૂરો માર. ૨

---

## ૪ ઈસુથી શરમાય ?

દોહા. ઈસુ, એવું થઈ શકે, શું કંઈ એવું થાય,
કે મૃતજન.તારા વિષે, કો દિન પણ શરમાય?
થાય ન એવું તો કદી. જે જેને નર નામ,
તે તે બહુ ધિક્કારશે એ અણઘટતું કામ. ૧

ઈસુથી લજવાય તો, એવું પેલું થાય,
કે તારાને દર્શને, સાંજ થઈ લજવાય.
ઈસુથી લજવાય તો, એ તો ઘટશે વાત,
બપોરના કે તેજથી લજવાશે મધરાત. ૨

ઈસુથી લજવાય શું ! જ્યોતિતણો જે નાથ,
જેણે અજવાળું કરી, બદલાવી મજ રાત.
અંધારૂં મજ જાતનું, પોતે કીધું દૂર,
પાડ્યું પણ મજ નેણપર અજવાળુંજ જરૂર. ૩

ઇસુથી લજવાય શું ! જેનો ઉંચો વાસ,
જે તો મજને દૂરથી લાવ્યો છે નિજ પાસ,
આપ્યો છે નિજરાજમાં રેવાનો પણ ઠામ,
જેમાં જાણું નિત્ય હું પ્રેમ તણું શુભ કામ. ૪

ઇસુથી લજવાય શું ! તે રાજા બળવાન,
મજને આપે નિત્ય જે લડવાનું શુભ જ્ઞાન,
કે રિપુ મારા, સર્વથા, હેઠા પૂર્ણ પડાય,
જીત થયે પણ શત્રુ પર, માથે તાજ ધરાય. ૫

ઇસુથી લજવાય શું ! જીવનનું સુખ ધામ;
જેમાં જીવીને વધી, શુદ્ધ કરૂં સહુ કામ ;
પ્રેમતણાં ને સત્યનાં સર્વ કામો થાય,
જ્યાંલગવાટજસ્વર્ગની ધીરજથી જોવાય. ૬

ઇસુથી લજવાય શું ! તે તો વાલો મિત્ર,
જેથી આશા સ્વર્ગની નિત્યધરાંયવિચિત્ર.
પણ જો થાશે લાજ તો, એ કાજે તે થાય,
કે મેં તેના નામનું અધિકનમાનકરાય. ૭

---

## ૫ તારનારના પ્રેમનું વખાંણ.

દોહા. હે મજ ત્રાતા, તું વડો પ્રેમ દયા કરનાર,
હું પાપી પર તો થયો, પ્રેમ અનંત અપાર.
તો તન મન ધન સર્વ જે મારાં કાંઈ જણાય,
જીવ અને મન ભાવના, સર્વ તારાં થાય. ૧

મહિમાની જે યોગ્યતા તારામાં દેખાય,
તેનું ધ્યાનજ રાખતાં, સહુ વિશ્વાસ કરાય.
મહિમાએ તું રાખતો તુજ હાથે સહુ કાજ,
ઈશ્વરના અધિકારનું સ્વર્ગ તુજ શિરતાજ. ૨

તો પણ, આવી સ્વર્ગથી, તેં લીધું નરરૂપ;
માનવનાં દુઃખો સહી, તારણનો છે ભૂપ.
દીન થઈ નર લોકમાં, તેંજ ધર્યો અવતાર,
પૂર્ણ દયાએ તું થયો વધસ્તંભે મરનાર. ૩

માનવ થૈ સહુ વાતમાં, પૂર્ણ રહ્યો નિષ્પાપ,
શિક્ષા લેતાં પાપની, તેં શિર રાખ્યો શ્રાપ.
લજ્જાકારી મરણ જે તેં વેઠ્યું મજ કાજ,
એના ગુણ હું જાણતાં, ભાવ ધરૂંછું આજ. ૪

માન તજી નિંદા ધરી, તારણતણે ઉપાય,
કે પાપે જે વેગળા, તેઓ પાસે થાય;
કે વિશ્વાસ, પવિત્રતા, આત્માના સણગાર,
તુંથી સર્વ પામિયે, ને લહિયે ઉદ્ધાર. ૫

તુંથી પ્રેમ, સુગુણ વધે, ને આકાશી જ્ઞાન;
તુંથી બળ નિત નિત વધે; તુંથી જસ ને માન;
તુંથી પણ વધતો જશે, મનમાં જ્ઞાન પ્રકાશ;
દિન દિનમાં થાતો જશે અંધારાનો નાશ. ૬

હે ત્રાતા, મજ હૃદયમાં હું રાખું તુંજ સ્મરણ;
દિન દિનમાં હું જીવતો નહિ ભૂલું તુજ મરણ.

## ૬ પ્રાર્થના.

દોહા. મજ જીવનના નાથજી, કર જોડીને દાસ
માગે સંકટ કારણે, આવી તારી પાસ.
જ્યારે તો ક્લેશની આવે ભારે રેલ,
ત્યારે મજને ઝાલજે, હાથ ન છોડી મેલ. ૧

અનાથનો તો નાથ તું, નબળાનો આધાર,
તને તજીને ક્યાં જઉં, કેણી ગમ ફરનાર ?
વિના ધણીનો તું ધણી, ગરીબનું સુણનાર;
હું મજ અર્જી તો લઈ, કોને જાઉં દ્વાર; ૨

કો બીજો તો તુજ વિના, જવા ન દે નિજ પાસ;
સર્વ દીન દરીદ્ર જણ, રાખે છે તુજ આશ.
તારાં વચનો સ્થિર ટકે, ખડક સમાન સદાય;
તુજ મુખ શોધી તો વૃથા ઠાલો કો નવ જાય. ૩

તું નહિ સુણતો હોત તો, અતિશે ક્લેશ જણાત,
વિધ વિધ દુખના મારમાં, વિઘ્ન ઘણાં દેખાત.
પણ મારા સહુ ક્લેશમાં, ઠંડક એથી થાય,
કે દુખિયાની પ્રાર્થના સહુ તુજ કાને જાય. ૪

પીડિત જનની અર્જ પર, જો તું કરે સહાય,
બોજો માથે હોય પણ, તેથી નાજ દબાય.
હું નિર્ધન ને દીન છું, લોક કરે ધિક્કાર;
તોય ન ભૂલે પ્રભુ મને, મારો તે આધાર. ૫

વડ્યેવાળો પુત્ર છે. એમાં કેવું માન!
જગત વિષે જે શ્રેષ્ઠ છે, એ સમ તે નહિ, જાણ.
જેનો સ્નેહી પુત્ર છે, તે પામે શુભ ધામ;
તેનાં તો, સંધે વિના, સર્વ સધાએ કામ. ૬

---

## ૭ નિરાશનો ત્યાગ.

દોહા. હે મજ આત્મા, કેમ તું એવો છું થાકેલ?
કાં એવો ગભરાયલો, કાં મન બીક ભરેલ?
ચોપાસેના સર્વમાં લોપ થયું સુખ આજ?
ખ્રીસ્ત વિષે જે દુઃખ છે, તેમાં શું નહિ તાજ? ૧

જેણે તો શોધ્યેઃ તને, શું તે થયો અદૃશ્ય?
શું સંતાઈ તે ગયો, જે દેતો અતિ હર્ષ?
જેરીને રાખે તને તેના પ્રેમી હાથ,
તો ગભરાયો કેમ છું તું તારા મન સાથ? ૨

જેણે તો શોધ્યો તને, તેનો કર વિશ્વાસ;
પાપી જણના મિત્રની, તું કર પૂરી આશ.
લોહી રેડી, જે તને લાવ્યો છે નિજ ઘેર,
અંત લગી તે રાખશે; પ્રેમ ન જાણે ફેર. ૩

કાળી રાત ગયા પછી, થાય પ્રભાત પ્રકાશ,
એમ થશે બહુ સુખ તને, દુઃખનો પૂરો નાશ.
શોક તણું ઝાકળ પછી ચળકે રત્ન પ્રમાણ;
ટીપે ટીપે, હર્ષના બિંબ જણાશે, જાણ. ૪

હા, તડકો વરષ્યા પછી, કેવો તો શોભાય,
દુઃખ પછીના હર્ષમાં, આંશુ તેમ જણાય.
દુઃખતણી રાત્રી જશે, સવારમાં આનંદ ;
એવું મન તો રાખતાં, અંધારે પણ ચંદ. ૫

---

## ૮ સુખલોકે બાળકો.

દોહા. પ્રભુનું આસન સ્વર્ગમાં વૈભવમાન અપાર,
તેની તો ચોપાસમાં બાળક લાખ હજાર.
ઉભાં રહી સેવા કરે, કીર્તન હર્ષે ગાય ;
કાં કે ખ્રીસ્ત થકી ગયો, સહુનો દોષ સદાય.
'વડો વડો ઈસુ થજો' એમ કરેછે ગાન,
'વડો વડો ઈસુ થજો સાધો શ્રેષ્ટ વખાણ.' ૧

કારણ ખ્રીસ્તે પ્રેમથી રેડ્યું છે નિજ રક્ત,
કે તેના મહિમા થકી. શુદ્ધ કરાશે ભક્ત.
રક્તતણા તે નદ વિષે, નાહે સર્વ સિદ્ધ ;
પરમ રૂધિરના તીર્થથી, પામે લાભ વિવિધ.
'વડો વડો ઈસુ થજો' એમ કરેછે ગાન,
'વડો વડો ઈસુ થજો, સાધો શ્રેષ્ઠ વખાણ.' ૨

ઈહ લોકે ત્રાતાતણો, સહુએ શોધ્યો પ્રેમ,
ઈહ લોકે ત્રાતાતણી રીતિ ધરી શુભ નેમ.
સુખલોકે તેનું, હવે, દેખે મુખ સુખ દેણ,
સુખલોકે ઊભા, હવે, પ્રાપ્ત કરે પ્રભુ વેણ.
'વડો વડો ઈસુ થજો,' એમ કરેછે ગાન,
'વડો વડો ઈસુ થજો, સાધો શ્રેષ્ઠ વખાણ.' ૩

## ૯ વિશ્વાસીઓને ઉપદેશ.

દોહા લાખો પૂજક મૂર્તિના નિત નિત નાશે જાય.
દોડો, સેવક ખ્રીસ્તના, કરવા જીવઉપાય. ૧

કરજો, શુભ ઉપદેશથી, પ્રભુની વાત પ્રકાશ;
ધન ખરચી, મેનત કરી, દેખાડો આકાશ. ૨

પ્રાણ તજો આ કામમાં, તજવો જો પણ પ્રાણ;
તન, મન, ધન સોંપી કરો, જેથી થાય સુજાણ. ૩

ઈસુ ખ્રીસ્તે આપણે અર્થે કીધું એમ;
તેના સેવક તો થઈ, કહો, ન કરિયે કેમ? ૪

વેલા વળગો કામમાં, વાર ન થાય લગાર,
તમ પોંચ્યા પેલાં ઘણા જશે મરણને દ્વાર. ૫

હ.

---

## ૧૦ સુધર્મ તે સુકર્મથી જણાવવો.

દોહા. ધર્મતણો શુભ મર્મ તો કર્મ કરેજ પળાય,
કર્મથકી તો દીપતાં સર્વ સુધર્મ જણાય.
બોધતણું પ્રમાણ છે કર્મતણો જ્યાં તર્ક;
કર્મ પ્રમાણે ખૂશબો, જેમ સુગંધી અર્ક. ૧

યત્ન કરો શુભ કામમાં, ઈશ્વર આશ્રો થાય;
નિતજુઓ સતશાસ્ત્રમાં, કે શુભ નીમ પળાય.
ગ્રંથ ગ્રહો ગુણવાનનો, ઈશ્વરનો શુભ ગ્રંથ,
પ્રીતિકરી પ્રભુએ દીધો; ભૂલ મટે અત્યંત. ૨

પ્રેમ કરીને પૂછશે ઈશ્વર, સહુનો નાથ,
"જોવા કાજે ગ્રંથ તો મેં આપ્યો તમ હાથ,
તેમાં શું શીખ્યા તમે, કેવું પામ્યા જ્ઞાન,
કે રીતે પણ કામથી તમે બતાવ્યું શાણ." ૩

ગ્રંથ વિષે જે જ્ઞાન છે, તેનો એ છે સાર,
કે ઈસુ ત્રાતા થઈ, સહુ સારૂં કરનાર.
ધર્મ વિષે સત સૂર્ય જે, ઈસુ ખ્રીસ્તજ જાણ.
તો ઝાલી એ વાતને, અવર અવર્થા માન. ૪

ચરણાકુલ.

માનવ સર્વે અવળા ચાલે ; જેમાં લાભ નથી તે પાળે ;
સત પર વૈર કરીને બોલે ; ધીર ધરીને સાચ ન બોલે.
એકજ ઈશ્વર ભૂલ મટાડે ; સત દેખાડી જુઠું કાડે.
ઈશ્વર પાસે સમજણ માગું ; કરવું તે હું કરવા લાગું. ૫

---

## ૧૧ લડાઈના વખતમાં પ્રાર્થના.

દોહા. ચોગરદા તો જુદ્ધની બીક ઘણી એ કાળ!
લડવા સિદ્ધ થયા ઘણા, ક્રોધ કરી વિકરાળ!
શસ્ત્ર સજી હણનારના, તત્પર છે નર ક્રૂર,
મનમાં પ્રેમ ન રાખતાં, દયા કરે બહુ દૂર. ૧

પિતા ન ભાળે પુત્રને, ભાઈ ન ભાળે ભ્રાત,
મિત્ર તજીને મિત્રને, દોડે કરવા ઘાત.
એમાં દયાળુ દેવની કરિયે સર્વે પ્રાર્થ.
વિશ્વપતિ, તું આળજે કુપાત્ર માનવ સ્વાર્થ. ૨

ઈશ્વર, તું બળવાન છે, તુજ હાથે સામર્થ્ય.
રોકી એવા ક્રોધને, બંધ કરાવ અનર્થ.
સાગરમાં મોજા ચડે, ચાલે વાનું જોર;
ગગને વિજલી ગર્જના; જળથળમાંપણ શોર; ૩

ઉખડે ઝાડો મૂળથી; નરમાં ભય વિકરાળ;
તે તું એકજ શબ્દથી બંધ કરે તત્કાળ.
આંધિતણો જારે થશે દરિયામાં ધમકાર,
તું તેને આગ્ના કરી, "ચેન થજો" કેનાર. ૪

ક્રોધસમુદ્રે આ ખરૂં, ક્રૂરતણું તોફાન,
તેમાં તું આગ્ના કરી, વેલા કર વિશ્રામ.
જો, જો, માનવના પિતા, રક્તતણી આ રેળ,
જળના જેવા રૂધિર નદ, દેશ ઘણો વટળેલ. ૫

માટે તું કરૂણા કરી, આ તો બીક મટાડ,
તપતા ક્રોધજ હોલવી, શીતળ ભાવ પમાડ.
માનવમાં પ્રેમે થજો ભાઈપણાનો બંધ,
વેર મટો, ને પ્રેમમાં પૂર્ણ થજો આનંદ. ૬

---

## ૧૨ ઈસૂ જેવો હું થઉં.

દોહા. ઈસૂ જેવો હું થઉં, સાલસ, નમ્ર, દયાળ;
ક્રોધતણો તે શબ્દ પણ નવ બોલ્યો કો કાળ. ૧

ઈસૂ જેવો હું થઉં. ભક્તિ કરે દિન રાત;
પાડો પર તે એકલો મળે પિતાની સાથ. ૨

ઇસુ જેવો હું થઉં, ક્ષમા કરે અપરાધ;
સતાવનારા પર કદી ન કરે સામો વાદ. ૩

ઇસુ જેવો હું થઉં, પર દુખ ભંજનહાર;
બની શકે તેવું કરી, ફાડું દુખનો ભાર. ૪

ઇસુ જેવો હું નથી; એ જાણે સહુ લોક,
ઇસુ ખ્રીસ્ત, દયા કરી, તજાવ સંધું ફોક. ૫

---

## ૧૩ ઈસૂના પ્રેમ વિષે.

દોહરા. ઇસુ તારકની કથા મોહી લીધે ઉર;
તે બાળકને ચાહતો, પ્રેમ થકી ભરપૂર.
જ્યારે વાંચું લેખમાં કેવી તેની ચાલ,
કેવા લેઈ હાથમાં તેડે નાનું બાળ,
ત્યારે ભાસેછે મને, જો હું તે દિન હોત,
તો હું તેના પ્રેમથી કેવો હરખત પોત.
તેણે રાખ્યો હોત તો મજ માથે નિજ હાથ,
તેણે દાબ્યું હોત તો મજ તન છાતી સાથ,
જો મેં જોઈ હોત તો તેની મીઠી નેણ,
જો મેં સુણ્યાં હોત તો માયાળુ એ વેણ,
"બાળકને ના રોકશો; સહુ આવે મજ પાસ;
એવાનું સ્વર રાજ્યછે, એવાનો સુખવાસ;"
તો કેવો આનંદ તો મજ હઇડામાં થાત,
કેવા મોટા હર્ષથી પ્રભુચરણે હું જાત;
વાત પુરાતન કાળની વાંચુંછું જે વાર,
તે વારે તો થાયછે મનમાં એજ વિચાર.

ઈસુની મીઠી કથા માહી લેછે ભાવ,
પ્રેમતણા હે રાય તું, મજ મન તૃપ્ત કરાવ.
કરતાં અમણાં પ્રાર્થના થઈ શકે સંબંધ,
એજ દ્વારે તો મળે મિલાપનો આનંદ.
સ્વર્ગે ઉંચો તું ખરો, ભૂતળમાં હું બાળ,
તોપણ, પ્રેમી નેણથી મજપર ખ્રીસ્ત નિહાળ.
ઈહ લોકે તુજ સંગનો જો ચાહું સંબંધ,
તુજ સાથે દિલ મેળવી પરમ કરૂં આનંદ.
મિલાપ તો થાશે વળી આકાશે ભરપૂર,
તારા પાય નિકટ રહી તૃપ્ત થશે મજ ઊર.

---

## ૧૪ લઘુ બોધ.

દોહા. એક યહોવા દેવ છે, કોઈ ન બીજો દેવ;
એકજ ત્રાતા ખ્રીસ્ત છે, સર્વ કરો તમ સેવ.
તેને ભજીયે આપણે, તો જઈયે આકાશ;
તેના ઘરમાં તો સદા રહીએ તેની પાસ. ૧

જે સેવે નહિ ખ્રીસ્તને, તેનો થાશે નાશ;
તેનો તો પણ આતમા, જાશે નારક વાસ.
માટે મારા મિત્ર તો માનો મારી વાત,
તો જાશો આકાશમાં રેવા ઈસુ સાથ. ૨

દેવ, દયાળુ બાપ તું, મારાં પાપ મટાડ;
જુના મનના દુર્ગુણો, મજમાંથી સહુ કાડ.
તારાં સારાં કામ જે, મારા મનમાં ઘાલ;
તારો પવિત્ર આતમા, તે મજને તું આલ. ૩ પો.પા.

## ૧૫ લૌકિક કામ વિષે ભક્તિભાવ.

દોહા. હે પ્રભુ, હું આનંદથી આવું તારી પાસ;
કામ બધાં ખરાં કરૂં એ છે મારી આશ.
આ જગનાં સહુ કાર્યતો, શુદ્ધ કરૂં બળ સાથ;
અર્જી મારી સાંભળી, સિદ્ધ કરો મજ હાથ. ૧

જે જે લૌકિક અર્થમાં, તેં વર્તાવી આણ,
ભાવ થકી તે તે કરી, ભાળું પ્રેમ પ્રમાણ.
એમ કરે, મજ શ્રમ ઘટે, ચિંતા હળવી થાય,
દુઃખ ઠામે સુખ ઊપજે, કેમાં ભય ન જણાય. ૨

ગગન ભણી હું દેખતાં સર્વ ચલાવું કામ;
સંભારૂં કે સ્વર્ગમાં શુદ્ધ સનાતન ધામ.
તાંની આશા રાખતાં કાલિક કારજ ધન્ય
મજ પર ઈશ્ક મલકતાં હું ઈચ્છું નહિ અન્ય. ૩

---

## ૧૬ કામમાં ખરાપણા વિષે.

દોહા. હે પ્રભુ, હું તુજ નામથી વળગું નિતનેં કામ;
ધંધા વાત વિચારમાં અવરં ન આણું નામ.
તું પરખેછે ગુપ્ત જે અંતરમાંની વાત,
તો મજ હૈડું અર્પતાં દાસ થઉંછું, નાથ. ૧

તારી હળવી ઝુંસરી તું મુજ ખાંધે મૂક;
મારા કો પણ માર્ગમાં થવા ન દેછે ચૂક.
પળ પળમાં તો જાગતાં, પ્રાર્થ કરૂં દિન રાત
સ્વર્ગી પાનાં તાકતાં સુખ શોધું મન સાથ. ૨

## ૧૭ પ્રાર્થના.

દોહા. પાય રખે મારા ખસી પથ મૂકીને જાય,
હે પ્રભુ, મજ પર કર દયા, રે મજ પાસ સદાય.
ત્યારે બીક વિના ફરૂં, વચન ધરી મજ માથ.
દાસકને પ્રભુ પાળશે, દૃઢ માનું, મન સાથ. ૧

જ્યાં જ્યાં દોરી તે જશે, જાણી દોરી જાય;
પૃથ્વી પરથી સ્વર્ગમાં પોંચાડે મજ રાય.
દિન દિન રસ્તો કાપતાં નિત પૂરાવે આશ;
કો દિન પણ નહિ મૂકતાં, પેસાડે આકાશ. ૨

## ૧૮ ભરોસો.

દોહા. વચને કર્યો દેશ જે તે જુએ વિશ્વાસ;
વનરૂપી જગમાં છતાં, રાખે તેની આશ. ૧

સ્વર્ગતણો શુભ સૂર્ય તો મેઘે અહિં ઢંકાય;
કો દિન, કો પણ કારણે, તાં રવિ નહિ ઝંખાય. ૨

ભય, ચિંતા, દુઃખ, શોક બહુ ભુવને છે દિન રાત;
સ્વર્ગે રોદન ના મળે, . શાંતિ સદા સુખ સાથ. ૩

અહિં તો ખ્રીસ્ત નિભાવશે અબળતણો તે ટેક;
તહિં પોંચે બેસાડશે આસન પર એકેક. ૪

## ૧૯ પ્રાર્થના.

દોહા. હે પ્રભુ, ઈશ્ન નાથ તું, જાં લગ ભુવને વાસ,
કેવળ તારા પર ધરૂં મારી સંધી આશ.

સોહિતણા સંસ્કારથી ચોખ્ખું કર મજ ધ્યાન.
દિલનો દોષ દબાવવા દે આત્માનું દાન ૧

મૃત રૂપી મજ જીવ છે; તું મજને જીવાડ.
મહિમા મારા નાથનો નિત્ય મને દેખાડ.
દિન પર દિન મજભાવનો દઢ દઢ થાનો જાય.
જ્યમ જ્યમ જીવ પ્રયાણનો ઝટ ઝટ માર્ગ કપાય. ૨

જોઉં વાટ સુનાથની, નિત્ય કરી ઉલ્લાસ;
અધિકાધિક આનંદ છે જ્યમ દિન આવે પાસ.
સિદ્ધ થઉં વિશ્વાસથી, અડચણ એથી ભંગ;
ધાંટો સુણતે નાથનો તે પળ તેનો સંગ. ૩

## ૨૦ શાસ્ત્રરૂપી દીપિકા.

દોહા. જેમ સદા દેખાયછે ગગને સૂર્ય પ્રકાશ,
સહુ દેશે સહુ લોકની, પૂરી કરતાં આશ;
એમ સદા મજ હાથમાં દીપક રૂપી પત્ર,
સહુ કાળે સહુ જાતને જ્યોતિ કરે સર્વત્ર ૧

સૂર્યતણી તો દીપિકા સળગાવે જગનાથ,
આપે છે પણ લેખની પ્રકાશ રૂપી વાત.
બન્નેમાં દેખાયછે પ્રેમતણો ઉપકાર,
આત્માને ને દેહને અજવાળું દેનાર ૨

સૂર્ય વિના, તો ભૂતળે સંધાં નાશે જાય,
વાક્ય વિના તો જીવનું મોત સદાનું થાય;
રવિ તેજે તો જ્યમ સરે લૌકિકનાં સહુ સાર,
લેખથકી પ્રગટાયછે આત્માનો ઉદ્ધાર. ૩

રવિ સામા તો દેખતાં, છાયો પૂઠે જાય;
પૂઠે કરતાં સૂર્યને, આગળ છાયો થાય.
ખ્રીસ્તભણી તો ભાળતાં પછવાડે સહુ પાપ;
અવળું ફરતાં ખ્રીસ્તથી સામો છે સંતાપ. ૪

ક્લાર્કસન સાહેબનું દૃષ્ટાંત.

## ૨૧ શાસ્ત્રમાંનો ભંડાર.

દોહા. ઈશ્વરનું તો શાસ્ત્ર જે, વિશાળ છે ભંડાર;
જે જે ખપનું હોયછે તે તે તાં મળનાર. ૧

વાણી જીવનમેઘની, સુખ દેનારી વાત,
ઓખધ રૂપી વાક્ય પણ, અજાતણી તે સાથ. ૨

ઢાલ, વળી તરવાર છે, જ્ઞાનતણાં પણ મર્મ,
ભૂલ બતાવે માર્ગની, કાર્યતણાં અપકર્મ. ૩

જગત ઘણી નિંદા કરે. છો કરતાં, જો ચાય;
પાસ હશે ભંડાર એ, ન્યૂન કદી ન જણાય. ૪

## ૨૨ આકાશમાં આનંદ.

દોહા. હર્ષ ઘણો આકાશમાં; દૂત કરે ઉલ્લાસ.
શાથી આ આનંદ છે, કાં ગાયન સ્વરવાસ? ૧

માનવ એક ફરી વળ્યો, મૂકી પાપવિકાર;
બાપ ભણી મોઢું કરી લીધો ખન્યોદ્ધાર. ૨

આસન પરથી બાપ તો દીઠો પશ્ચાત્તાપ.
સૂણ્યો ઘાંટો પુત્રનો "યોગ્ય નથી હું બાપ" ૩

પૂર્ણાનંદ પિતા તણો પ્રગટ થયો સ્વરધામ.
જોઈ દૂતો દેવના ઉલટ કરે નિજ ઠામ. ૪

વિશ્વપિતાના પ્રેમમાં, વિશ્વતણો સંબંધ.
એ બંધન બંધાવતાં સર્વેનો આનંદ. ૫

---

## ૨૩ સંસારનું સુખ અલ્પ, ઈસુનું અપાર.

દોહા. સંસારી સંસારને ચાતો ચાતો જાય,
પણ તેની કો વાતથી શાંતિ મને નહિ થાય.
પેલાં તો લલચાવતો તેનો ઠાલો ઘાટ,
પણ પ્રભુએ કરૂણા કરી દેખાડી સુખ વાટ.

સંસારી મોજે હવે સૌખ્ય મને નહિ થાય,
તેમાં કંઈ દેખાય નહિ જેથી ધીર જણાય.
પ્રભુનું દર્શણ તો થયે પરમાનંદ અતુલ્ય;
માટે તો ઉતરી ગયું સંસારીનું મૂલ્ય.

ઉદય થતાં જેમ સૂર્યનો ગગને થાય પ્રકાશ,
તો લાખો તારા તણો ડૂબે અલ્પાભાસ.
ત્યમ તો ત્રાણોદય થયે આવે મનમાં શાંતિ,
સહુ ડૂબે સંસારની કાલિક કિંચિત કાંતિ.

---

## ૨૪ વિશ્વાસી બળ માગેછે.

દોહા. વિશ્વાસીના દેવ તું, સાંભળ મારી પ્રાર્થ;
તારા લોકો હેતથી વર્ત્તે સહુની સાથ. ૧

સર્વ મળીને પ્રેમથી કરિયે તારી સેવ;
અણઘટતું સૌ છોડજે, ટાળી ખોટી ટેવ. ૨

દુષ્ટ અમોમાં ના વસે, એવી કરજે સાહ્ય;
તારા જબરા ભુજ થકી તે પર જય પમાય. ૩

વૈરી સામો તું થજે, લડજે તેની સાથ;
તેનાં તોડી બાણ સૌ, નિર્બળ કરજે હાથ. ૪

એથી તારા લોકમાં બીક કદી ન જણાય,
પણ સામા તો દિનદિને શૂર થતા દેખાય. ૫

પિતા તણો જે આતમા અમ સર્વને આપ;
મન તન ધનનું તો પછી અર્પણ કરિયે, બાપ. ૬

આ જગમાં તો જીવતાં, કરિયે તારી સેવ;
મરણ પછી આકાશમાં, લે તુજ પાસે, દેવ. ૭ થો. પા.

---

## ૨૫ રોમીઓ પર પાઉલનું પત્ર અ: ૮, પર ૩૫—૩૯.

ધોળ રાગ. ચોપાયા છંદ; ૪ ૪ ૪ ૪" ૪ ૪ – –

કોણ ચડે મજ શત્રુ થઈને, કોણ કરે બલ એવું, જી,
કે ત્રાતાના પ્રેમતણું ફળ હરતાં મજથી લેવું? જી. ૧

ક્લેશ થશે જો સંકટ સાથે દુઃખ થશે બહુ ભારે, જી,
લોક સતાવે ક્રૂર થઈને, ખડ્ગ ચલાવી મારે, જી; ૨

જલ થલમાં બહુ બીક હશે જો, ભૂખ્યો નાગો હોઉં, જી,
જીવનના દિન સંધામાં જો, વિધવિધ પીડા જોઉં, જી; ૩

તો પણ તારક પ્રેમથકી, હું સહુને પાડી નાંખું, જી,
હા જે જીને તેના કરતાં ધીર અધિક હું રાખું, જી; ૪

જીવન જો કે મોત જણાશે, હામ તજી નહિ દોડું, જી,
દૃઢ મનમાં એ નિશ્ચય છે કે તારકને નહિ છોડું, જી; ૫

ન કશું એવું સંભવવાનું, જે મજ ભાવ ઘટાડે, જી,
ન કદી એવો વીર થવાનો, જે મજ સતને પાડે, જી; ૬

દૂત થઈ સંદેશો લાવે, કે હોશે અધિકારી, જી,
હોય પરાક્રમ કો કરનારો, કે મોટો જશધારી, જી; ૭

જો કો વાત ભવિષ્ય હશે, કે સાંપ્રત કાલ પ્રસારે, જી,
જો ઉંચાણ અપાર હશે, કે જો ઉંડાઈ ભારે, જી; ૮

કે કો બીજું મળશે વાનું સૃષ્ટિ વિષે જે હોશે, જી,
તે ભાગે વિશ્વાસ ન ડોલે, સ્વર્ગી તાજ ન ખોશે, જી; ૯

ઈશ્વર પ્રેમ થકી તો મજને, કોઈ ન જૂદો પાડે, જી,
ઈશ્વર પ્રેમ જે તારકમાં છે, તેથી દૂર ન કાડે, જી. ૧૦

---

## ૨૬ ત્રાતાનું સ્તોત્ર.

હિંદવી રાગ. ચોપાયા.

જગતારકના ગુણ ગાઓ, અકથ ગુણ તેના માનતાં. ટેક.

સ્ત્રી ઉદરે જે દેહ કરાયો, અદ્ભુત ઉત્પતિ જેની,
જાણ પડે નહિ એકે મર્મ અણકળ વાર્તા તેની. જગ. ૧

જીવ જનો ને વૃક્ષની જાતી, ચેતન, જડનો કર્તા,
લેખક, ભાપક, સહુ જુગ કાડે, વર્ણન તેનું કરતાં. જગ. ૨

સહુનો કર્ત્તા, કારણ તે છે, સર્વ પરાક્રમ પૂરો.
શોધક, બોધક, જે જગમાં છે, સહુનો યત્ન અધૂરો. જગ. ૩

જગત્રાતા તું દીન દયાળુ, માનવ દોષ મટાડો.
માફ કરો અપરાધ અમારો, સતનું જ્ઞાન પમાડો. જગ. ૪

પુણ્ય દિવાકર ખ્રીસ્ત પ્રકાશે; લલિત ઉગે જ્યમ ચંદા.
દોષિત મનમાં સુખ ઉપજાવે, હર્ષ કરે તુજ બંદા. જગ. ૫

## ૨૭ પ્રભુનું સ્તોત્ર.

હિંદવી રાગ. ચોપાયા.

જય જય પરમ દયામય સ્વામી, સ્મારક ગાન કરો રે. ટેક.

જીવ, જનાવર, અંડજ પક્ષી, રાજા, પ્રજા, જન જેતા,
ચેતન, જડ, મન, બુદ્ધિ, વિચારો, કારક, ભાષક, શ્રોતા; જય

ભક્ત સમાજ નિરંતર તેને, સાથ ભજે અનુરાગે,
નિશ દિન ઈશ્વરના ગુણ ગાઓ, પ્રેમસુ ગાયક જાગે. જય.

ઈશ્વરકૃત તન જીવ હમારાં, અદ્‌ભુત કાર્ય અનૂપા;
જીવન દાતા, શુભ પ્રતિપાલા, ધન્ય દયામય ભૂપા. જય.

સહુ જગ જોગ કરે તુજ સેવા, શુભ શુભ સાદ ઉઠાવી.
ગાન વખાણ કરો સહુ ઠામે, અંતર મન હરખાવી. જય.

## ૨૮ ભક્તિ બોધ.

હિંદવી રાગ. ચોપાયા.

ભજન કરો નિત ભોરે, ભાઈ, ભજન કરો નિત ભોરે. ટેક.

રવિ ઉગતે સહુ ચેતન જાગે, ગાન કરો અઘોરે;
સૂર્યતણો તો ચડતા સુધી ખ્રીસ્ત રહ્યો નહિ ઘોરે. ભજન. ૧

એમજ કર તું, કુષ્ટ રખે જે આળસ દિનને ચોરે,
પાપી જન જે નિદ્રા રાખે લજ્જીત તે આહોરે. ભજન. ૨

જાગી ઊઠી ચેત કરો ચિત્ત, મંદક કર આઘો રે;
સત્યદિવાકર ખ્રીસ્ત ખરો છે, અજવાળું તે મોરે. ભજન. ૩

દોષિત અંધક સર્વ મટાડી પુણ્ય પ્રભાકર દોરે;
તારકનો સુપ્રકાશ વખાણી દિન તેને અર્પો રે. ભજન. ૪

રાત મટે વિશ્વાસ કરવામાં, તિમર નમે નિજ જોરે;
માન્ય થતાંજ ઉજાસ થશે રે, એવો જો તો હો રે. ભજન. ૫

ઇસ્રુ વણ તો ભક્તિ ન તેજી, અંધક તેની કોરે;
ત્રાતાના આદિત્ય વિના તો, સહુ જપ અંધે શોરે. ભજન. ૬

કાલ પ્રભાતથકી તો ગાતાં, ચક્નું અંજન લ્યો રે;
જોતાં, તું તો તન મન ધનનું પ્રભુને અર્પણ દ્યો રે. ભજન ૭

---

## ૨૮ માત્થી. ૫. ૧–૧૨.

ચોપાયા.

સ્મરણ કરી શુભ વાચ્યા માનો; પ્રભુ પ્રેમે બળ આપે. ટેક.

જે સહુને તો કાન હશે, રે, ખ્રીસ્ત કહેછે તેને,
ધન્ય કહું જે દીન ધરે મન, સ્વર્ગ નૃપંજરા તેને. સ્મરણ. ૧

ધન્ય કહું જે શોક કરે હાં, થાય દિલાશો તેને;
ધન્ય કહું જે નમ્ર ખરો જણ, ભૂતળ સંપત તેને. સ્મરણ. ૨

ધન્ય કહું જે સતનો ભૂખ્યો, તૃપ્તિ થશે બહુ તેને;
ધન્ય કહું જે સતનો તરસ્યો, શીતળ જળનદ તેને. સ્મરણ. ૩

ધન્ય કહું જે વીર દયાળુ, દાન દયાનું તેને;
ધન્ય કહું જે શુદ્ધ ધરે મન, ઈશ્વર દર્શન તેને. સ્મરણ. ૪

ધન્ય કહું જે શાંતિ કરાવે, પ્રભુ પુતનું જશ તેને;
ધન્ય દુખી સતકારજ જે છે, સ્વર્ગ મુગટ છે તેને. સ્મરણ. ૫

ધન્ય કહું જે વિધ વિધ નિંદા લોક કરે જો તેને;
એમજ ભકતે સર્વ કહ્યું છે, દુષ્ટો મારે તેને. સ્મરણ. ૬

---

## ૩૦ "કામ વિના બેઠો છે તું રે."

હિંદવી રાગ. ચોપાચા.

બળ, મન, ઈષ દો ગતિ અમારા, યુદ્ધે લડિયે હામે. ટેક.

કામ વિના બેઠો છે તું રે, હાથો ખાલી તારા;
શેતાન બળિયો કામ કરે છે, બાંધી જીના ભારા.
ફૂલો ફળશે કાંટાઓની, ઉગવા લાગી હારો,
બાગ દીસે છે જંગળ રૂપી, શો છે એનો ચારો? ૧

કામ વિના બેઠો છે તું રે, હાથો ખાલી તારા,
નિત મન જાએ છે તો ફાટી, જાએ લોકો મારા;
નર્કતણો રિપુ ઉઠ્યો ભારી, યુદ્ધતણો લડનારો,
આંસુ નદ થાઈ છે જારી, શો છે એનો ચારો? ૨

રાજ્ય અસતનું ચાલે જબરૂં, સત્ય રાયના ધારા,
રાત દિવસ તો તુચ્છ ગયા છે, કયાં ઉપાયો તારા;
ઊઠ, વિશ્વાસી આળસ ત્યાગી, ત્યાગ જગત મોહતારો
ચિત્ત લગાડી શોધી કાઢો, શો છે એનો ચારો? ૩

કામ વિના બેઠો છે તું રે, હાથો ખાલી તારા.
જગના રણમાં નર તે શૂરા, બીથી ના હઠનારા
બાણ ચઢાવી, ધનુષ વાળી, મારે વીરો મારો
ધરતી કાંપે, વૈરી ભાગે, કાઢો એવો ચારો. ૪

કામ વિના બેઠો છે તું રે, હાથો ખાલી તારા,
ચાલ વિશ્વાસી,રાખો ધારી, તમ પણ મારો મારા;
હામ ધરો મનમાં, સત કેડે, ઈશ્વ જય દેનારો,
સદ્ગુરૂનું તો પુણ્યજ વેષ્ટી, કાઢો એવો ચારો. ૫

કામ વિના નર બેઠો તું રે, હાથો ખાલી તારા,
ઊઠો,ઢાલ સુભાવતણી લ્યો, થાઓ હોલવનારા;
ભૂંડાના તપતા બાણોના ઝીલો જી ઝલકારો,
ટોપ ધરો શિર તારણનો; આ છે એનો ચારો. ૬

કામ વિના બેઠો છે તું રે, હાથો ખાલી તારા,
લ્યો તરવાર પવિત્રાત્માની, પ્રગટો ખ્રીસ્તના ધારા,
ધીરજ મનમાં પૂર્ણ ભરો રે, ખ્રીસ્તની શાંતિ ધારો
નિત એકાગ્ર વિનંતિ કરોતમ આ છે એનો ચારો. ૭

કામ વિના બેઠો તું રે, હાથો ખાલી તારા.
કરતન,મન,ધનઅર્પણતારાં તજ લાભ,લોભ મોહ સારા;
પૂરા ભાવે ધર ઈશ્વને, થા તેમાં વસનારો
કેછે બેલૂ દાસ તમારો, આ છે મોટો ચારો. ૮

બે. કે.

## ૩૧ રાતની વેળાએ પ્રાર્થના.

સવૈયા એકત્રીસી; ૪ ૪' ૪ ૪" ૪ ૪' ૪ – ૭

પાળક ઈસ્રં, પાળ મને, જી, તું સંભાળક છે કરૂણાળ;
આશિશ દે મજ વાત સુણી, જી; આ નિશ ધર તુજ નાનો બાળ.
અંધારા વિકરાળ વિષે, જી, રેજે તુજ બચ્ચાની પાસ;
અજવાળા લગ પાળ મને, જી; પૂર્ણજ કર રક્ષાની આશ. ૧

સહુ અપરાધ મટાડી દે, જી; આપ ક્ષમાનું શાંત સુજાણ;
સર્વ સગા ને સ્નેહીને, જી, દે વારે વારે વરદાન.
મરણ પછી સુખ લોકવિષે, જી, આપ મને તુજ પાસે ઠામ;
તે વાસે આનંદ કરી, જી, જોઉં શ્રેષ્ઠ મનોહર ધામ. ૨

---

## ૩૨ સૃષ્ટિમાં ઈશ્વરનો મહિમા.

સવૈયા એકત્રીસી.

ઈશ્વરનું આશ્ચર્ય પરાક્રમ જાણી, મનમાં રાખું ધ્યાન.
જગમાં તે જે કામ કરેછે, તેનું ગાઉં યોગ્ય વખાણ.
પર્વતની જે ઉંચી રચના, ઉંડા સાગરનો વિસ્તાર,
ઝગમગ જોતો, ગગન પ્રકાશી, એ સહુ તેનાં કામ અપાર. ૧

ફૂલ મળે નહિ, પાન મળે નહિ, વસ્તુ મળે નહિ, આ જગમાંએ,
જેમાં કર્ત્તાનો શુભ મહિમા બહુ રીતે નહિ પૂર્ણ જણાય.
વાદળ આવે, આંધિ ચાલે, આજ્ઞા પામી તેની પાસ,
શાબ્દજ કેતાં, શાંતિ થશે બહુ, સુખ પામે સહુ માનવ વાસ. ૨

## ૩૩ જીવનના સર્વ વિકારમાં ઈસુ ઉપર ભરોસો.

**સવૈયા સત્તાવીસી, કે શરણાગત;** ૪ ૪' ૪ ૪" ૪ ૪ – ૭

જીવનનો જે માર્ગ ભયંકર, તે પર છે મજ પાય;
ચોગરદા છે વિધ વિધ ફાંદા, વસમો પંથ જણાય. ૧

હે ત્રાતા, બલવાન નિયંતા, પથ દેખાડો શુદ્ધ,
અંધારામાં જ્યોતિ કરાવી આપો આત્મિક બુદ્ધ. ૨

માનવનું મન તું પરખે છે; ભટકેલાને વાર;
ઘાત કરે વિશ્વાસતણો જે તેને શોધી માર. ૩

પલભરના જે અલ્પ વિચારો તેને તુચ્છ કરાવ;
કાળ અનંત વિષેનાં વાનાં તે પર ચિત્ત ધરાવ. ૪

થાય પછી જો અંધી આંધી જળ° થળનો ધમકાર,
ભંગ થયાની બીક ન માનું, ધીર ધરી રેનાર ૫

જો મજ પાસે હોશે ઈસુ, તો સહુમાં સુખ તાસ;
જીવ રેયે આનંદ કરૂં હું, મરણ થયે ઉલ્લાસ. ૬

ઈસુ પર વિશ્વાસ ટક્યેથી, નિત્ય અચળ છે આશ;
ભૂતળ પરનું બંધ થતામાં સુખપાદ છે આકાશ. ૭

---

## ૩૪ લોભ વિષે.

**સત્તાવીસી.**

લોભતણું વિષ હું નહિ રાખું. મજ ભોળા મનમાંય;
ત્યાગ કરીને, દૂર કરૂં તે; કાં કે મોતજ થાય. ૧

લોભ ચડે, તો અગ્નિ પડે તે લાલ બળે અંગાર,
પાપ કરાવે, દ્વેષ ભરાવે, ક્રૂર કરે આકાર. ૨

તનથી સાજા, મનથી તાજા, જો પણ અવર મનાય;
વસ્ત્રો ચળકે, રત્નો ઝળકે, મોટું ધામ જણાય; ૩

તો પણ પરધન હું નવ ઇચ્છું, લોભ ન રાખું કાંઇ;
જાણું, ઈશ્વર મજને આપે અગત્ય જે છે આંઇ. ૪

દીન અવસ્થા જો તે આપે, દુઃખનો લાવે હાલ,
તો પણ ધીરજ મનમાં રાખું, જાણી દેવ . દયાળ. ૫

સારા માટે સર્વ કરે તે; શીખવે જગકરતાર;
અંતે, કારણ સર્વ જણાવી, આપે પૂર્ણો દ્ધાર. ૬

એમ વળી હું જ્યારે જોઉં, માનું પણ ઉપકાર,
કે ધનિયાને ધનનું દુઃખ છે, દ્રવ્યતણો બહુ ભાર. ૭

હેમ વિષે હંકાર ચડે છે, હૈડામાં અભિમાન,
ધનના સુખમાં સહુ ભૂલીને, નરક કરે નિજ ઠાણ. ૮

ઈશ્વરના બહુ ભક્ત ભમે છે, દ્રવ્ય વિષે ધનહીન,
અલ્પ હશે સુખ તેને દ્વારે, માનવમાં છે દીન. ૯

એવાની હું સંગત રાખું, એવાને દુઃખ ભાગ,
અંતે, સહુ સુખ લોકે પોચી, ગાઈયે જયના રાગ. ૧૦

ઇસુ પોતે નિર્ધન ચાલ્યો, લેઈ નર અવતાર;
નિર્ધન સાથે સંગત રાખી, પૂર્ણ કરયો ઉપકાર. ૧૧

ઇસુને જો પગલે ચાલું, પાળું તેની ચાલ.
નિર્ધન સાથે, પોતે નિર્ધન, આનંદે સહુ કાળ. ૧૨

મારો મહિમા એ છે જાણું, મારે શિર એ તાજ,
કે ઈશ્ચની ચાલે ચાલી, હું પોચું સુખરાજ. ૧૩

પણ, ઈહ લોકે લોભ કરૂં તો, એવો લોભ રખાય,
કે અમણાં હું દીન થઉં, કે આગળ તાજ ધરાય. ૧૪

---

## ૩૫ ઈશ્વર દયાળુ છે ?

શરણાગત ; ૪ ૪ ૪ ૪" ૪ ૪ — ૦

વાત ખરી કે ઈશ્વર મોટો મજ પર થાય દયાળ,
કે મજ થાય પિતા તે પ્રેમી, ને સ્નેહી કરૂણાળ ?
રંક ઘણું તો બાળક હું છું, તે છે ઉંચ અપાર,
મેઘ,ગગન,ને જળ,થળ વાયુ વિશ્વતણો કરનાર. ૧

સહુનો ભૂપ, પિતા તું મારો, હું તો તારૂં બાળ;
પૂર્ણ પ્રયત્ને આજ્ઞા પાળું, નમ્ર રૂઈ સહુ કાળ.
ચાલે, કામે, વાચ, વિચારે, માનું તારી વાત.
એજનિયમહુંનિશદિનતાકું, ભાવ ધરી મન સાથ. ૨

---

## ૩૬ સુખલોક વિષે.

શરણાગત.

છે સુખ લોક ઘણે છેટે, જી, ઈહ લોકેથી દૂર;
સિદ્ધો સર્વે ત્યાં મહિમાએ, રવિ સરખાજ જરૂર.
ત્રાતાનું શુભ ગાન કરેછે, ગાતાં કીર્તન ગાન;
કીર્તન ગાતાં સર્વે ગાએ ત્રાતાનુંજ વખાણ. ૧

આ સુખલોકે આવો સર્વે, વાર ન થાય લગાર;
સંદેહ મનમાં કેમ કરોછો? કેમ લગાડો વાર?
પાપ થકી સહુ શુદ્ધ થઈશું; પૂર્ણ થશે આનંદ;
ત્યાં સુખવાસ સદા પ્રભુ પાસે, પ્રભુ સાથે સંબંધ. ૨

હ૦

---

## ૩૭ તારનાર પર ભરોસો.

શરણાગત.

ઇસુ ચરણે પાપો મૂકું; તે કરશે પરિહાર;
તે સહુ હરણ કરીને લેશે, ઉતારશે મજ ભાર. ૧

ઇસુ ચરણે દોષજ મૂકું; તે ધોશે મજ ડાઘ,
તન મન શુદ્ધ કરીને આપે પુણ્યતણો શુભ ભાગ. ૨

ઇસુને મજ દુઃખ જણાવું; તે ગુણનો ભરપૂર,
મનના વ્યાધી સર્વ મટાડે, નબળું કરશે દૂર. ૩

ઇસુ પાસે શોક જણાવું સહુ ચિંતાનો બોજ;
ફિકરાતણાં સહુ કારણ પાડી મને નિભાવે રોજ. ૪

ઇસુને મજ ઇચ્છા બોલું— ભાવતણી શુભતાણ;
તૃપ્ત કરી સહુ મારી તૃષ્ણા, તે આપે નિજ જાણ. ૫

---

ઇસુ જેવો ક્યારે થાઉં— પ્રેમી, નમ્ર, દયાળ?
ઇસુ જેવો ક્યારે થાઉં, પિતાતણો શુભ બાળ? ૬

ઇસુ પાસે ક્યારે જાઉં, સુખલોકી જનમાંએ?
ઇસુનું હું ક્યારે ગાઉં, દૂતો ગાએ જ્યાંએ? ૭

સભા મળેછે ઈસુ પાસે, સર્વ પવિત્ર લોક;
દૂતો સાથે ભક્ત મળીને સર્વ તજેછે શોક. ૮

ઈસુ પાસે હર્ષ કરેછે શુદ્ધ થએલી જાત;
નિત્ય નવા નવ નાદ કરે છે, નામ સ્તવી પ્રભુ નાથ. ૯

## ૩૮ ઈસૂના પ્રગટ થવાની આશા.

શરણાગત.

પ્રગટ થશે રે ઈસુ ક્યારે; ક્યારે પ્રભુ દેખાય;
ક્યારે, ઉદય થયાને કાજે, ઉગમણ લાલ જણાય?
વાટ ઘણી અમ જોતા બેઠા, જાગ્યા આખી રાત.
ક્યારે બૂમ પડે, કે 'આવ્યો ભક્તણો શુભ નાથ'? ૧

એક પછી બીજો પરલોકે, સ્નેહી એકે એક;
સંગ વિના, અમ એકલવાસે બિજા છિયે, વિણ ટેક.
મિત્ર ગયા તાં રાત નથી, રે, કળિયે એ સત વેણ;
તોય વિજોગપણાને દુઃખે બેઠા આખી રેણ. ૨

તુજ લોકોની સંત સભામાં વિધ વિધ ભિન્ન વિચાર,
ભાઈપણાનું બંધન તૂટ્યું, પ્રેમ મળે ન લગાર;
તારકમાં જે એકપણું છે, તે વિસરેછે ભ્રાત,
અર્થ તજીને રૂપ ધરેછે, ક્રોધ કરે મન સાથ. ૩

લૌકિક વાનાથી લલચાયા સ્વર્ગી કુલના લોક;
જાણે, હોય વિનાશી મોટા, ને અવિનાશી ફોક.
મૃતિકા સાથે જીવો બાજે; જીવન પર નહિ ધ્યાન;
યાજક રાજાની પદવીનાં અધમ નિહાળે ઠાણ. ૪

હમણાં,રજની છે બહુકાળી, દુઃખ ઘણું ને શોક,
છે સંદેહ ઘણા મન માંહ્યે, જાણે, આશા ફોક.
તન મનનો એ થાક ઘણો છે, જોતાં પ્રભુની વાટ;
મુખ વિકરાળ કરીને રૂએ, ચોગરદા ગભરાટ. ૫

ઉગમણની ગમ જોતાં જોતાં, થાકેલી છે આંખ.
ઉંઘ તજીને રૂદન કરતાં, ચક્ને લાગી ઝાંખ.
ઉગમણમાં તો તેજ નથી કાંઈ કશું નથી તાં લાલ,
મોડું છે, પ્રભુ; જોતા છિયે; બહુ વિત્યો છે કાળ. ૬

હે પ્રભુ,વાક્ય ખરૂં છે તારૂં, 'વીતી રાત જનાર;
અજવાળાની જીત થવાની, ધન્ય પ્રભાત થનાર.'
વેણ કદી નહિ પડશે જાણી, ધરિયે દૃઢ વિશ્વાસ,
આ સુખદેણ વચન પર હર્ખી નહિ તજીયે શુભ આશ. ૭

અરે પ્રભાતતણા શુભ તારા, તારી જોત જણાવ;
તુજ ઉપકીર્ણતણે અજવાળે, માન્ય થશે અમ ભાવ.
સૂર્યતણા પરિપૂર્ણ પ્રકાશે તૃપ્ત થશે અમ આશ,
તાં લગ, કે અંધાર દબાવી, આપો અલ્પ પ્રકાશ. ૮

તો મુર્છાગત ઊર અમારાં શાંત ધરે કે વાર,
અકળાયા વણ ધીરજ રાખે, જાં લગ થાય સવાર.
પલ પલમાં તો આશ નવી કે પાગીને હરખાય;
લૌકિકસુખ સહુ લોપ થતાં પણ, ઘટમાં ધીર ધરાય. ૯

## ૩૯ સ્વર્ગ ધામનું વર્ણન.

શરણાગત.

સાંભળજો રે સારી વાતો, હૃદયે રાખી હામ,
જ્યાં સાચાજન વાસ કરેછે, ત્યાં ઈશ્વરનું ધામ.
તે વાસે તો રેણ નથી રે, નહિ કંઈ દુઃખ વટાળ,
વિધ વિધ રીતે હર્ષ ઘણેરા, ભક્ત કરે સહુ કાળ. ૧

તે વાસોમાં નર ને નારી, દૂત પ્રમાણ બધાય,
ઈશ્વર આગળ શીશ નમાવી, હર્ષે હર્ષે ગાય.
તે વાસે નહિ ચંદ્ર પ્રકાશે, ભાણ નથી કો વાર,
ઈશ્વરનું ત્યાં તેજ પ્રકાશે, સહુથી અધિક અપાર. ૨

તે વાસે નહિ ધન હરનારા, છળ કરનારા ચોર,
એવા જણનો વાસો તો જ્યાં, નરકે પીડ અઘોર.
તે વાસે તો કીર્તન ચાલે ખ્રીસ્તતણાજ વખાણ,
ધન ધન હોજો હે જગ ત્રાતા, તેં ટાળી સહુ હાણ. ૩

તે વાસે નહિ તૃષ્ણા લાગે, ભૂખ તણો પોકાર,
સહુ વાતોમાં આસુદા થૈ, પૂર્ણાનંદ અપાર.
તે વાસેની આશ ધરી જે, ઈસુ શરણે જાય,
એવું જાણો ધીર ધરીને, આંરા અટલ નવથાય. ૪

આહા! જગના ત્રાતા ઈસુ, તુંથી જશ ને માન,
હરણ કરયો છે દોષ હમારો, આલ્યાં સારાં દાન.
તે વાસેની આશા રાખી, હૃદયે ધર ઉલ્લાસ,
દાસો, રેજો ઈસુ પાસે, તે નવ ટાળે આશ. ૫

રા. ક.

## ૪૦ ઈસૂને સ્તોત્ર.

સત્તાવીસી છપ્પા, શરણાગત.

ઈસૂ ત્રાતા, તારક મોટા, ઈશ્વરના અવતાર,
તારે રક્તે તેં કીધો છે માનવનો ઉદ્ધાર.
તેં જીવાર્પણ કરતાં કીધો પાપ તણો પરિહાર;
અમૂલ્ય દાન કરી તું ઠર્યો ખંડણનો કરનાર,
કે અમ ચોખે ચાલી જઈયે જાણીને ઉપકાર,
ને દિન સંધા સીધા રહિયે પામીને આધાર. ૧

એવા તારકને મહિમાએ કરિયે સર્વે કામ,
સંધા તારેલાને સંગે સ્તવિયે તેનું નામ;
અમ કાજે તો તેણે દીધો કેવો મોટો દામ,
એ સંભારી સેવા કરિયે કીર્તનથી સહુ ઠામ;
જ્યાં લગ રહિયે ભૂતળ વાસે નહિ તજિયે મન હામ;
ઈસૂ ત્રાતાના કર્યાથી ચડિયે સ્વરને ધામ. ૨

નર લોકોનો મારક વૈરી ઈચ્છે માનવ ઘાત,
પણ તેના તો ક્રૂરપણાથી તારે ઈસૂ નાથ;
ખ્રીસ્ત કદી તો દૂર કરે નહિ તારકનો શુભ હાથ,
પાસે રેતાં પોતે પાળે દાસકને દિન રાત;
વનરૂપી જગ ચેને જાતાં તે રેશે અમ સાથ,
પાર થતાં લગ પોષણ કરતાં સર્વ સધાવે વાત. ૩

હે ઈસૂ, તુજ પાસે રેછે બે ધારી તરવાર;
તેનાથી તો તું કરવાનો દ્વેશકનો સંહાર;

માટે તારા સંત ન બીશે કોઈ પ્રકારે માર;
તેઓ તારી સોડે રેતાં નહિ ખસશે કોવાર.
ઈસ્રુ, હવડાં જોર જણાવી આજ અમોને તાર;
બેડી તોડી, ઉર હર્ખાવી, ધજા ધરો સહુ ઠાર. ૪

## ૪૧ દેવ સર્વત્ર છે.

ઝુલના, પ્રભાતિયું. ૨૧૨ ૨૧૨'૨૧૨ ૨૧૨"૨૧૨ ૨૧૨'-૫--

પ્રભુ દેવના ધ્યાનથી, જ્ઞાન શીખી ચાહું, સર્વદા સત્યની સાથ ચાલું. ટેક

રાતના પોરના ઘોર અંધારમાં, કોણ જૂએ મને એમ માનું?
દેવ જે એક છે, દેખશે તે મને, ચક્ષુ તેની સદા ચોખ જાણું.
પ્રભુ દેવના૦

લોક તો ઊંઘમાં ઘોરતા હોય તો, તો મળે પાપનો લાગ સારો?
ના મળે; કેમકે દેવ છે સર્વથા, માનવી ચિત્તનો જાણનારો.
પ્રભુ દેવના૦

જ્યાં નથી માણસો, ત્યાં મને જો મળે ઘોર એકાંતમાં ગોપ ઠાણું,
તોય પણ ત્યાં રહી હું નથી છૂપતો, દેવ સર્વત્ર છે નિત્ય જાણું.
પ્રભુ દેવના૦

દેવ આકાશમાં વૈભવે છે ભરી; નરક પર ક્રોધની આંખરાખે;
ભૂતળે વિશ્વનું કાર્ય ચલાવતાં, પ્રેમની દૃષ્ટિથી સર્વ તાકે.
પ્રભુ દેવના૦

જ્યાં નથી દેવનો, ત્યાં રહી જીવવું ના મળે શોધતાં એક ઠાણું.
ક્રોધ તેનો બળે, ચૂકવી તે જવા, નાજ એ સંભવે એમ જાણું.
પ્રભુ દેવના૦

તોય પણ પાપથી મુક્તિ તો આપવા, દેવ દે છે ખરો ઘોભ પોતે.
ખ્રીસ્ત ઈસ્રુ કણે મોકળી તે કહે, "દોડજે આસરો શુદ્ધ જોતે."
પ્રભુ દેવના૦

ધન્ય ત્રાતા કણે દોડતા દેખતાં, તો કૃપા દૃષ્ટિથી દેવ ભાળે.
દેવની તો દયા એકલા તે લહે, જે પડી ખ્રીસ્તના પાય આસે.
પ્રભુ દેવના૦

## ૪૨ સવારનું ગીત.

ઝુલના, પ્રભાતિયું.

પ્રભુ સર્વ દાતારને સ્તોત્રથી માનજો લોક ભૂચક્રના સર્વ વાસી.
હેત રાખી ઘણું ચેતજે, જીવ તું, જાગતાં ઉઠજે સૂર્ય સાથે;
કામની સરતમાં દોડવા માંડજે, સુસ્તિને ત્યાગજે સર્વ વાતે. પ્રભુ.
દેવનાં કીર્ત્તનો કાડજે ભોરમાં, ભક્તિથી જાગજે એજ વેળા;
ધર્મની વાતને ઝાલ મજબૂતથી દુષ્ટની વાતને માર ઠેલા. પ્રભુ.
ઈશ્વરે રાતમાં પૂર્ણ સંભાળતાં, જીવ કીધો ઘણો આજ તાજો;
એમનો મોતની ઊંઘથી જાગતાં, અમર ઊઠાડશે જીવ સાજો. પ્રભુ.
જાગતાં પ્રાર્થના, હે યહોવા, કરૂં, ઘાંટ સૂણી મને અર્થ આપો;
ઝાકળ સવારમાં તાપથી તો બળે, તેમ મારાં બળે સર્વ પાપો. પ્રભુ.
ભાવની ધારણા, ચિત્તની ચાહના, મૂળથી ચાલતાં ઝાલ રાખી.
પૂર્ણ તારૂં ખરૂં જ્ઞાન ઉપજાવજે, ભોરથી ભાવનું વાક્ય ભાખી. પ્રભુ.
આજનાં કામનો, વાત ઈચ્છા વળી, ધોરણે રાખતાં સર્વ લાવો,
કે મળી જીવની શક્તિને વૃત્તિ સૌ પ્રભુતણા નામને અર્થ આવો. પ્રભુ.

## ૪૩ મંડળીની ધીરજ વિષે.

ઝુલના, પ્રભાતિયું.

પ્રભુ ભોરમાં સર્વ ઉભા છિયે ભાવથી, ત્રાણના સૂર્યની વાટ જોતાં. ટેક.
યામ કાળી હવે પૂર્ણ વિકરાળ છે, સર્વ ચોપાસ છે બીક ભારી,
શોક ને દુઃખ ને ક્લેશ કંકાશ છે, સર્વદા દાબની ધાક જારી.
પ્રભુ. ૧

ઇષ્ટ મિત્રો ગયા એક એકે બધા, ખ્રીસ્ત તેડી ગયો યોગ્ય વેળા.
એકલા તો અમે દુઃખ સેતાં રહ્યા, સર્વથી પામતાં ક્રૂર ઠેલા.
પ્રભુ. ૨

જે ગયા તેમને તો નથી આંખ કૈં, એ ખરા જીવને હર્ષ મોટો.
પણ અમે એકલા તો રયા રાતમાં, વેઠતાં અંધનો ભાર ખોટો.
પ્રભુ. ૩

શોક ને રૂદને નેણ આંખી થઇ, તાકતાં આંખને થાક લાગી.
રેણ આખી અમો જાગતા તો રયા, પૂર્વમાં સૂર્યના કીર્ણ માગી.
પ્રભુ. ૪

આવતા નાથની ધૂમ ક્યારે થશે, જોતિ ક્યારે કરી ખ્રીસ્ત લાવે.
વાર લાગી ઘણી,કાલ વીતી ગયો, તેજનો રાય તો ક્યારે આવે.
પ્રભુ. ૫

તોય પણ વાક્ય જે પૂર્વ વેળા થયું, તે ખરા ભક્તને જ્ઞાન આપે.
વાટ જૂઓ તમે, સર્વ કાળોખને કાંતિ જીતી ચડે અંત કાળે.
પ્રભુ. ૬

રેણ તો હોય,પણ વાત મીઠી ઘણી ઇશ્વરે પ્રેમથી શુદ્ધ આપી.
પૂર્ણ વિશ્વાસના જોરથી ઝાલતાં; ત્રાસનાં નાખિયે મૂળ કાપી.
પ્રભુ. ૭

વેણ તું, ભોરના ધન્ય તારા, ખરી, પાડ અંધારમાં જોતિ તારો.
ભાણ ઉગ્યા લગી તાકતા ભક્તને આપજે અલ્પ ઉજાસ સારો.
પ્રભુ. ૮

એમ આશા નવી,શાંતિ પૂરી ખરી પામિયે, જાણતાં દુઃખ છેલાં;
ધીર રાખી ઘણી,હર્ષ ચાખી ઘણો તાકિયે ભોરની યોગ્ય વેળા.
પ્રભુ. ૯

## ૪૪ કાળની ગતિ.

પ્રભાતિયું. ઝુલના.

સર્વ મારાં જશે વર્ષ વેગે ક્ષણે, દોડતાં નૂરાશે જોતજોતાં. ટેક.
રોજનો રંગ કૂડોજ દેખાય છે, જાયછે લોકને નિત્ય મોતાં.
રે સર્વ મારાં૰

જાગરે જીવ તું, ગાયનો માંડજે, ઈશ્વરી પ્રેમને શુદ્ધ જાણી,
ચેતતાં ઊઠજે, કામમાં લાગજે, દેવને ધારજે, ધન્ય માની.
રે સર્વ મારાં૰

કયે ખરે કારણે, જીવતો હું ફરૂં, યોગ્યથી જાણવા વાત તોલું;
સાગરે વાણ તો બંદરે પોંચશે, કૈંજ મારે જવું એજ બોલું.
રે સર્વ મારાં૰

વેળનો ઠેલછે સિંધુની ઓટજ્યમ, દેશ દેશે લઈ જાય તાણી;
સીતને ઉષ્ણતા, વૃષ્ટિ સૂકું વળી, વેઠવા સાર, ને દુષ્ટ હાની.
રે સર્વ મારાં૰

રીતિ એવી હશે કાલના કાર્યમાં, તોય હું બીક નહિ કૈંજ રાખું,
ધન્ય ત્રાતા ખરો, ધીર દેછે મને, ધારણાધારતાં નિત્ય ભાખું.
રે સર્વ મારાં૰

પાર પોચાડતાં, ખ્રીસ્ત પાસે રહે, રાખશે દાસને હાથ દેતાં;
દ્વાર આકાશનું, તેજ ખુલાવશે, ઘેર બેસાડશે માય લેતાં.
રે સર્વ મારાં૰

ખેદ ને કષ્ટ,ને કલેશ કંકાશ છે, માનવી વાસમાં ઠામ ઠામે;
એ બધું મૂકતાં સૌખ્ય સંતોષ છે, સ્વર્ગમાં પેસતાં પુત્ર નામે.
રે સર્વ મારાં૰

## ૪૫ વિશ્રામવારનું પ્રભાતિયું.

ઝુલના.

પ્રભુ પુણ્ય દાતા તણી આણ બૂઝી, તમો બુદ્ધિને પ્રેમને બીક રાખો. ટેક.

કામના વેળનાં કાજ પૂરાં થયાં, વાર વિશ્રામનો આજ જાણો;
આવરે જીવ સૌ, હર્ષથી શાંતિ લ્યો, ધન્ય દાડાતણું દાન માનો.
પ્રભુ૦

પરમ ભૂપાળને ભાવથી પૂજતાં, સૃષ્ટિના કાર્યની સૂજ રાખો.
વાક્યના ગ્રંથમાં વાત જૂની નવી સૂણતાં સ્વર્ગનો સ્વાદ ચાખો.
પ્રભુ૦

ત્રાણ ઇસૂ તણું ધીરથી ધારતાં, લોક રક્ષાતણું જ્ઞાન પામો;
સ્વર્ગની સૂચના ધ્યાનમાં ધારતાં, ભાવથી જાણજો શ્રેષ્ઠ કામો.
પ્રભુ૦

પૂર્વની પ્રીતિનો પંથ તો પાળતાં, પ્રેમની ભાળ, તે પૂર્ણ ભાસે;
ઇશ્વરી કાર્ય તો દીઠ જેવાં થતાં, આશા મોટી થતી નિત્ય જાસે.
પ્રભુ૦

કૃત્ય ચોખ્ખાં કરી, સૌખ્ય સાચું સજી શુદ્ધ આનંદમાં આજ વીતો.
વાંચતાં, શોધતાં, સ્વર્ગનું શીખિયે, હર્ષથી ગાઇયે ધર્મ ગીતો.
પ્રભુ૦

ખ્રીસ્તની ખ્યાતિ તો કીર્તને કાડતાં પૂણ્યના માર્ગનાં ગાન ગાઓ.
દેવનાં દાનનો અર્થ પૂરો કરી ઉચ્ચ ધામે જવા સિદ્ધ થાઓ.
પ્રભુ૦

## ૪૬ જીવને બોધ.

પ્રભાતિયું. ઝુલના.

ઉઠને, ઉઠને, જાગને, જીવ તું, થાયછે પ્રોઢ જો આજ સાર
રાતના પોરમાં, ઘોર અંધારમાં કેમ તો જીવિયો જીવ તારો?
તો ઉઠ૦

જારથી તું તણી આંખ તો નીંદમાં મીચતાં સૂવતો સોડ તાણી,
તે વિષે કોણ સંભાળતો તો તને, એજ તું ધારને ધ્યાન આણી.
તો ઉઠ૦

કેક તો આજની રાતમાં, મોતના ખાટમાં દુઃખનાં માર ખાતાં.
હું મરૂં એ કહી શ્વાસ કાઢે ઘણો, ભોગવે વેદના પ્રાણ જાતાં.
તો ઉઠ૦

એમ તો કેકના જીવ જાતા ઘણા, તોય તું જીવતો આજ તાજો;
એમ તું ધારતો દેવને માનજે; તેજ તો રાખશે જીવ સાજો.
તો ઉઠ૦

પાપની ઊંઘથી દુઃખના મારથી, દેવ સંભાળશે ભાવ આણી,
દેવ તો તારશે પ્રેમના ભાવથી, જો તમો માનશો દેવ વાણી.
વા. બે. તો ઉઠ૦

---

## ૪૭ સ્તોત્ર.

પ્રભાતિયું. ઝુલના.

૨ ખ્રીસ્ત ત્રાતાતણી વાત માનું સદા, તે થકી ત્રાણ સંપૂર્ણ થાશે. ટેક.

જન્મના વારથી તે થકી ચાલતાં, હું રહ્યો જીવતો આજ સુધી;
શીખિયો ખ્રીસ્તના નામનું ગ્નાનતો પામિયો સત્યની શુદ્ધ બુદ્ધી.
૨ ખ્રી૦

ખ્રીસ્ત છે આસરો સર્વદા દાસનો, માનવી જાતનો તારનારો;
તે તણો હાથ હું જોરથી ઝાલતાં, ભો થશે સર્વદા દૂર મારો.
૨ ખ્રી૦

ખ્રીસ્તને સેવતાં, ભાવથી માનતાં, સ્તોત્રથી સર્વદા માન આપું;
કેમકે ઈસુએ પાપ ધોયાં બધાં ને કહ્યું આવ હું દુઃખ કાપું.
૨ ખ્રી૦

ખ્રીસ્તને મૂકતાં ભૂલમાં જો જઉં, તો થશે નર્કમાં ઠામ મારો;
કેમકે તે વિના ત્રાણ થાશે નહિ; ખ્રીસ્તના રાજનો એજ ધારો.
૨ ખ્રી૦

હે ખરા ખ્રીસ્ત,તું દાસને તારજે, તું તણા ધામમાં વાસ દેજે;
તું તણી ઝુંસરી આપજે તું મને; બોજ મારો બધો તુંજ લેજે.
૨ ખ્રી૦

જ્યાં લગી ભૂતળે વાસ મારો રહે, ત્યાં લગી દેવ તું પાસ રેજે;
કાલ વીતી ગયે મોત જ્યારે થશે, તું તણા દાસને સ્વર્ગ લેજે.
થે૦પા૦ ૨ ખ્રી૦

---

## ૪૮ ઈસૂની પ્રીતિનું વખાણ.

પ્રભાતિયું. ઝૂલના વૃત.

૨ લોકને લાવવા ઈશ્વરી ધામમાં, પાપ ખ્રીસ્તે લઈ દુઃખ વેઠયું. ટેક.

સ્વર્ગનું સૌખ્ય જે, તે બધું મૂકતાં દુઃખ લીધાં ઘણાં પોત માથે;
ભૂતલે દીન થૈ, હેતથી ચાલતાં, બોધ પૂરો કહ્યો સર્વ સાથે.
૨ લોકને૦ ૧

સૌ પિતા દેવના કાયદા પાળતાં, કામ કીધાં બધાં શુદ્ધ રીતે;
ધાનવી કાજ તો જીવને અર્પિયો, દુષ્ટને તારવા પૂર્ણ પ્રીતે.
૨ લોકને૦ ૨

પાપનો ડંખ જે માનવી જાતમાં, જે થકી વિશ્વ છે પૂર્ણ દુઃખી,
એ બધું ઇસુએ દૂર તો પાડવા સ્વર્ગના ધામની મોજ મૂકી.
રે લોકને૦ ૩

એ બધું ભ્રષ્ટને કાજ કીધા થકી, મુક્તિ તો પામશે લોક એથી,
ખ્રીસ્તને માનશે પૂર્ણ વિશ્વાસથી, તેજ તો પામશે ત્રાણ તેથી.
રે લોકને૦ ૪

ખ્રીસ્ત ઇસુ બધી જાતને તો કહે, માનજો હુંજ છું એક ત્રાતા.
સેવ સાચી કરો, ઢોંગ મૂકી સદા, તો તમારો થઉં સ્વર્ગ દાતા.
રે લોકને૦ ૫

ખ્રીસ્તની પ્રીતનો પાડ તો માનજો, ગાન ગાજો તમો મુક્તિ લેતાં.
ખ્રીસ્તની પ્રીતનો પાડ સૌ માનજો, સર્વદા દેવને માન દેતાં.
થો. પા. રે લોકને૦ ૬

## ૪૮ ન્યાયનો ચૂકાવો.

પ્રભાતિયું. ઝુલના.

રે કાલના અંતમાં નાથ બીરાજશે વિશ્વનો ન્યાય ચૂકાવ કાજે. ટેક.

અંતના કાલમાં ખ્રીસ્ત તો આવશે; સ્વર્ગના દૂત સંઘાત થાશે;
વાદળે રૂપ તો વૈભવે આવશે; ઘોરમાં જે બધા જાગી જાશે.
રે કાલના૦ ૧

ધર્તિની સીમથી દેવનાં દૂત તો લાવશે લોકને ખ્રીસ્ત પાસે.
નાથ તો બોલશે ન્યાયની વાત તાં; કામ ખુલ્લાં થયે તોલ થાશે.
રે કાલના૦ ૨

તે દિને લોકના ભાગ તાં બે થશે- દુષ્ટના દાસકો ડાબી કોરે,
સામણી કોરમાં સત્યના પાળકો, સર્વ ઊભા થશે નાથ મોરે.
રે કાલના૦ ૩

તાં દુરાચારકો તે દિને ધ્રૂજશે, બૂમ પાડે ઘણી પોક મેલી;
તેમની પોકનો સાદ કો ના સુણે; મારની વેદના થાય વેલી.
રે કાલના. ૪

ખ્રીસ્તના સેવકો ખ્રીસ્તની જોડમાં હર્ષ આનંદથી સ્વર્ગ જાશે;
દુષ્ટના જોરથી પૂર્ણ છૂટા થઈ, શુદ્ધના ઠામમાં નિત્ય વાસે.
રે કાલના० ૫

તે દિને સૂર્ય ને ચંદ્રનું તેજ તો શુદ્ધના વાસથી લોપ થાશે;
કેમકે ખ્રીસ્તનું તેજ વ્યાપી જશે સર્વથા સંતના સૌખ્યવાસે.
રે કાલના० ૬

આવજે, આવજે, ખ્રીસ્ત તું આવજે દાસને તેડવા સ્વર્ગ ધામે.
ખ્રીસ્ત, તારા બધા દાસ તો ચાહ્યછે પેસવા તું તણે શુદ્ધ ઠામે.
થો. પા. રે કાલના० ૭

---

## ૫૦ ઈસૂનો પ્રેમ અચળ છે.

વિક્રાંત ત્રિપ્રાસ. – ૨ – ૨–૨–' ૨ – ‿ ‿ – –

પ્રેમ ફરે નહિ ઈસૂનો, નહિ તે કરમાશે. ટેક.

જો પણ ફૂલતણી શોભા બહુ આજ જણાશે,
તોપણ જોતામાં, કાલે કરમી સહુ જાશે,
થોડી વાર પછી, જુઓ, તેનો ક્ષય થાશે;
પણ પ્રેમ० ૧

જોબન કાળ ઘણો દીપે, તાજા બળ સાથે,
સર્વ પ્રસંગે હર્ષ કરે, નહિ લે દુઃખ માથે;
થોડાં વર્ષ પછી બદલે, ઓથા બહુ ખાતે;
પણ પ્રેમ० ૨

રાત્રિ વિષે તો ચંદ્રતણી શોભા બહુ ભાસે,
પૂનેમ સુધી તો વધતાં, શુભ જ્યોતિ પ્રકાશે;
તે પણ ત્યાંથી નિત્ય ઘટી તેનો ક્ષય થાશે;
પણ પ્રેમ૦ ૩

દીપે સૂર્ય ઘણો ઉગતાં, ચળકે શુભ કાંતિ;
મધ્ય લગી જાશે ચડતો; નમશે ગતિ ત્યાંથી.
તેનો વૈભવ લોપ થશે, તો અસ્ત થતાંથી;
પણ પ્રેમ૦ ૪

મોટા સિંધુતણી ભરતી, તે કેમ ભરે છે!
ચાલી તે ધમકાર થકી, બહુ જોર કરે છે;
તોય પછી, ત્યાં ઓટ થતે, જળ પાછું ફરે છે;
પણ પ્રેમ૦ ૫

સાંજે તો અતિ નમ્ર હવા મીઠી બહુ વાએ,
જીવ, જનાવર, માનવને તેથી સુખ થાએ;
તોય વિકાર થયે તેમાં તોફાન જણાએ;
પણ પ્રેમ૦ ૬

મિત્રોની અતિ પ્રીતિ બની; હોશે બહુ વ્હાલાં,
તોય કદાચ અદૃષ્ટ થશે, દીસે મન ઠાલાં;
સ્નેહ તજી, રાખી શીખે મોડાં વિકરાલાં;
પણ પ્રેમ૦ ૭

સૃષ્ટિ વિકારે, ફૂલ ખરે, ને જોબન જાશે,
ચંદ્ર ઘટે, શુભ સૂર્ય નમે, ને સિંધુ ફરાશે,
મીઠા વાની આંધી થશે, મિત્રો બદલાશે.
પણ પ્રેમ૦ ૮

## ૫૧ પ્રાર્થના.

વિક્રાંત દ્વિપ્રાસ.

જન્મ થકી અવળી મજ વાતો સર્વે ગયેલી;
સંધી ચાલ વિષે બહુ અંધી ચૂક થયેલી. ૧

હે ત્રાતા, બળવાન ભણી હું દીન ફરૂંછું;
તોડો બેડી પાપતણી, એ પ્રાર્થ કરૂંછું. ૨

આંખવિષે તુજ તેજ કરી જન્માંધ મટાડો;
સાંભળતા કરતાં મારો બેરાટ હટાડો. ૩

આત્મા જે મૃતરૂપ થયો, તે ચેતન પામે,
તેને જીવ મળ્યો દીસે તારે સહુ કામે. ૪

આ હૈડું પાષાણ તણું, કર્ત્તા, બદલાવો,
આપી જન્મ નવો, ચોખો વ્યંવહાર ચલાવો. ૫

પ્રેમ નવો ને ભાવ નવો, સારાં કરવાને;
દ્વેષ નવો આપો, સહુ દુષ્ટ તજી ફરવાને. ૬

---

## ૫૨ નોતરૂં.

વિક્રાંત છંદ.

ઘેર વળો, રે, ઘેર વળો, સહુ જ ભટકલા.
ઘેર વળો, તમ જે જગમાં બાધા દુખ ઠેલા. ટેક.

કાં ઘર મૂકી તો હવડાં તમ દૂર ફરો છો
દોષતણું જ્યમ દુઃખ વધે ત્યમ કાંજ કરો છો. ઘેર૦ ૧

ઈસુ તો બોલાવ કરે, બહુ પ્રેમ કરીને.
મોત સહ્યું નિજ પ્રેમથકી, વધસ્તંભ ધરીને. ઘેર૦ ૨

આત્માનો ધાંટો પણ છે, સામર્થ્ય ભરેલો.
પ્રેમથકી તે બોધ કરે; હવડાં ફર વેલો. ઘેર૦ ૩

કન્યા તે પણ આવ કહી બહુ આશ જણાવે;
ચાનાનો દેખાવ કરી રૂજ ભાવ મનાવે. ઘેર૦ ૪

ગ્યાન કહે તમ સર્વ જાણો, તજજો મન મેલું;
વાર વિલંબ કરે મરશો, લ્યો સત્ય કહ્યેલું. ઘેર૦ ૫

મોત થયે નહિ માફ પછી, ન પછી ફરવાનું,
આ જગના દિન અલ્પ ઘણા, એમાં તરવાનું. ઘેર૦ ૬

---

## ૫૩ ઈશ્વર સર્વ દૃષ્ટા.

વિક્રાંત છંદ.

પારખ દૃષ્ટિ પરાત્પરની જુએ સહુ વાનાં,
ગુપ્ત પ્રસિદ્ધ બધાં તેને સરખાંજ થવાનાં.
ફાડે રાત તણો પડદો, કો જ્યોતિ વિના તે;
સર્વ મનસ્થ વિચાર કળે, શોધે સહુ જાતે. ૧

માનવનું કૃત પાપ નથી જે તે નહિ ભાળે,
ઓથ નથી અપકારીની જે તે ન નિહાળે.
ન્યાય અન્યાય પ્રમાણ ધરે ઉંડું પરખીને;
સ્મારક ગ્રંથ વિષે માંડે, સહુ કાર્ય લખીને. ૨

ન્યાયતણો દિન નિશ્ચય રે આવે જગ અંતે,
ન્યાયાધીશ લખ્યું વાંચે તે સ્મારક ગ્રંથે.
જીવ ધરે મૃત ઉઠીને, ને જીવિત સાથે
કૃત્ય પ્રમાણે ન્યાય લહે, જે જે નિજ માથે. ૩

શું? મારાં અપકર્મ બધાં, જે ગુપ્ત કરેલાં,
લજ્જિત, ક્રોધિત, ને જૂઠાં, બહુ પાપ ભરેલાં,
સર્વે તો અજવાળે તાં પૂરાં પ્રગટાશે,
માનવ, દૂતતણે મોડે સહુ તાં કથનાશે? ૪

ત્યારે કેમ રહું ઊભો? ગાસું બહુ બીને.
કેમ કરી મુખ દેખાડું; ડૂબું શરમીને.
પાપ હવે, પ્રભુ, માફ કરો, માગું કર જોડી,
પ્રેમ થકી તો દોષ તણાં સહુ બંધન તોડી. ૫

માગું, ઈસુના કૃતનો વિશ્વાસ કરીને,
માંડયું ભૂંસી નાખ બધું, સુત રક્ત સ્મરીને.
ઈસુને નામે વચનો જે શુદ્ધ કર્યાં છે,
તારણનો અભિલાષ કરી મેં તેજ ધર્યાં છે. ૬

---

## ૫૪ પ્રભુ રે મજ પાસે.

વિક્રાંત વૃત્ત.

સાંજ પડે છે જીવ તણી, પ્રભુ દૂર ન જાજે;
રાત તણો કાળોક વધે, પાસે પ્રભુ થાજે;
જ્યારે બીજા આશ્રય તો બળહીણ જણાશે,
ત્યારે, નાથ અનાથ તણા, તું રે મજ પાસે. ૧

જીવતણા મજ અલ્પ દિનો વીતી જટ જાશે;
ભૂતળ સૌખ્યતણો મહિમા ઝાંખો નિત થાશે;
જારી રોગ, વિકાર, જરા, દીસે સહુ પાસે;
હે અવિકારી દેવ, સદા તું રે મજ પાસે. ૨

આપી થોડું દર્શણ તો, પાછો ન છુપાજે ;
બોલી થોડાં કૈં વચનો, નિર્વાચ ન થાજે ;
આવીને ન પછી જાતો, પંથી જ્યમ જાશે ;
ક્ષેમ સમાધાને વરત્તાં, તું રે મજ પાસે. ૩

જો નૃપના નૃપનો મોટો હું વૈભવ જોઉં,
બીક તથા ગભરાટ થકી હું ધીરજ ખોઉં ;
માટે પ્રેમ, દયા, કરૂણા, જે શાંત ગણાશે,
તે ગુણનો દેખાવ કરી પ્રભુ રે મજ પાસે. ૪

તેં મજ બાળપણામાંતો બહુ પ્રેમ જણાંવ્યો ;
જો પણ આડો મેં બલતો બહુ વાર ચલાવ્યો,
તોય મને ત્યાગ્યો નહિ તેં, નાંખ્યો નહિ નાશે;
તેમજ અંત સુધી કરતાં, પ્રભુ રે મજ પાસે. ૫

દાસકણે જો તું ન રહી નિત ધીર અપાવે,
નારક રાજા, વૈર કરી મજ ઘાત કરાવે ;
કેવળ તારા તાપ થકી તે દુષ્ટ ખપાશે,
જ્યારે તે હુમલો કરશે, તું રે મજ પાસે. ૬

દૂર થયો જો તું મજથી તો હું ભટકીને,
કૈં આડે અવળે નિકળું, સત સર્વ તજીને ;
માટે તું નિત દોર મને, પથ જેમ ચડાશે ;
પોંચી ઘેર જતાં લગતો પ્રભુ રે મજ પાસે. ૭

જો પ્રભુ દે વરદાન મને રિપુ બીક ન જાણું,
રોદનની કડવાસ મટે, દુઃખો નહિ માનું.
મોત તણો ક્યાં ડંખ ગયો? જય ક્યાં મૃતવાસે ?
જીતીને હું પાર પડું જો તું મજ પાસે. ૮

મૃત્યુસમે સતવાત ધરો મારી ચક્ર સામો,
ઝાંખ થતાં, સુપ્રકાસ કરી દેખાડ વિસામો,
રાત જતાં તો પો ફાટે, સ્વરસૂર્ય પ્રકાશે;
જીવનકાળે, મોત સમે, પ્રભુ રે મજ પાસે. ૯

## ૫૫ ખ્રીસ્ત સર્વ શુભ ઉપમા યોગ્ય છે.

ચરણાકુલ; ૪ ૪ ૪ – –

શી ઉપમા ઈસુ પર કહિયે? શાં દૃષ્ટાતો તેનાં દઈએ?
કો જન તેના સદ્‌ગુણ જાણે? પૂરો તેને કોણ વખાણે?
જાણો, ઈસુ સૂર્ય પ્રકાશી, તે બહુ તેજ કરે આકાશી,
પાતક અંધ બધું તે કાઢે, પાતક ઠંડક સર્વ મટાડે. ૧

ઈસુ અન્ન વળી આકાશી, ખાધે જીવન છે અવિનાશી.
જીવન દાયક અન્નજ ખાઉં; દુ:ખ, મરણથી છૂટો થાઉં.
ઈસુ જીવઝરણ છે જાણી, નહિ ખૂટે તે પીઉં પાણી.
પીધે તરશ કદી નહિ લાગે, અવર કદી આત્મા નહિ માગે.૨

ઈસુ દ્રાક્ષાવેલો જાણું, વિશ્વાસી સહુ ડાળી માનું.
તેથી રસ ફળ ફૂલો આવે; સહુ બળ, શોભા તેજ કરાવે.
ઈસુ યજ્ઞ થયો જગ માટે, પ્રાણ તજ્યો અપરાધી માટે.
તે પર ભાવ ધરી મન રાખું, દોષ નિવારણના ગુણ તાકું. ૩

ઈસુ અચળ શિળાના જેવો, તે પર ઘરનો પાયો દેવો;
દૃઢ વિશ્વાસ ધરી તે નાખું; દૃઢ રેવાની આશા રાખું.
એ ઉપરાંત ઘણી ઉપમા છે; કોણજ લખ્યું પૂરૂં વાંચે?
સહુ ભૂમંડળ જોતા થઈએ, તોપણ સર્વ અધૂરા રઈએ. ૪

## ૫૬ દાઉદનાં ગીતોમાંનું સોમું ગીત.

ચરણાકુલ.

સહુ લોકો, પ્રભુ શરણે આવો, જય જયકાર કરીને ગાઓ;
સેવ કરો આનંદિત સાદે; સમ્મુખ ગાઓ હર્ષિત નાદે.

જાણો, કે પ્રભુ દેવ યહોવા, આવો, તેનો મહિમા જોવા.
આપણ ઉપન્યા નહિ પોતાથી; સહુ ઉત્પન્ન થયા કરતાથી.

તેના લોક છિયે સહુ બંદા, તેજ ચરાના ગેટાં સંધાં.
પ્રભુ દ્વારે સ્તુતિ કરતાં પેસો, પાડો ગાતાં ઘરમાં બેસો;

સહુ તેના ઉપકારો માનો; સર્વે તેનું નામ વખાણો.
કાં કે, ઈશ્વર પૂર્ણ દયાળુ, પરમ ગુણી ને બહુ કરૂણાળુ;

માર્ગ અનંત કૃપાનો ભાલે, પેઢી દર પેઢી સત પાળે.
સહુ તેના ઉપકારો માનો; સર્વે તેનું નામ વખાણો.

---

## ૫૭ સવારનું ગીત.

ચરણાકુલ, યમુના ; – – ◡◡ – ' – ◡◡ – –

આવ્યું દિન કેરૂં અજવાળું, ગાઉં સ્તવનો દેવ દયાળુ.
છે ચોગરદા આજ પ્રકાશે, જેથી સુખ પૂરૂં મન વાસે.

આ છે પ્રભુ કેરાં કૃત સારાં, સર્વે સુખ પૂરૂં કરનારાં.
રાત્રે, શુભ તો ઊંઘ વિરામો, તેથી દિન ચાલે સહુ કામો. ૧

પૂરૂં બળ પામી મન માંએ, સંધાં મનથી કામ કરાએ.
પામી શુભ રીતે બળ અંગે, ધંધો ચલાવાશે સુખ સંગે.

ખાવા મળ ખોરાકજ સારો, હું તો નહિ ચિંતા કરનારો.
વસ્ત્રો તનનાં છે શુભ રીતે, માનું પ્રભુ કેરૂં કૃત, પ્રીતે. ૨

સાજું મન, સાજું તન મારાં, થાજો પ્રભુ સેવા કરનારાં.
ધંધે સહુ હું યોગ્ય કમાઉં, પાળું સત, લોભી નહિ થાઉં.

એથી બહુ મોટા ઉપકારો, આપે શુભકારી પ્રભુ મારો.
આપે સતલેખો મજ હાથે; રાખે નિજ આત્મા મજ સાથે. ૩

શાસ્ત્રે મન રાખી નિત વાંચું; આત્મા બતલાવે સહુ સાચું.
ચાલું નરલોકે સત માની; મારૂં ઘર હ્યાં છે નહિ જાણી.

સ્વર્ગી ઘરની આશાજ રાખું, ભાવે દૃઢ સ્વર્ગી સુખ તાકું.
પાપી જન કેવું સુખ લેશે, જાણું શુભ રીતે સુવિશેષે. ૪

## ૫૮ સંકટનો લાભ.

ચરણાકુલ.

ઈહ લોકે છે સુખ દુખ ભેળાં; કડવું મીઠું બેહુ મળેલાં;
દિન પછવાડે થાય અંધારૂં; વધવા પર ઝટ થાય ઘટારૂં.

મિત્ર મળે ને જાય વિજોગા, હર્ષ પછી પીડાના ભોગા
એજ નિયમ છે ભૂતળ ઠામે, નિર્ધનને તાં, ને ધન ધામે. ૧

અશુભવિના શુભ કોણે જાણ્યું? નિસ્સુખ દુખિયું કોણે માન્યું!
ખેડુત થાકે સહી ફળ ખાશે; શ્રમથી રાજાને જશ થાશે;

પ્રભુના લોકોને તો એમજ, સંકટ સંગે આવે બેમજ.
ખોટ ગયા પર લાભ વળેછે; થંભ સહ્યાથી તાજ મળેછે. ૨

ધાકે નભતાં ધીરજ થાશે; ધીરજથી આશા ઉપજાશે;
આશા ટકે તો અનુભવ આવે; અનુભવ જૂઠી શરમ તજાવે;

શરમ ગયે મન મહિમા ધારે; નિત નિત, સ્વર્ગતણું સંભારે.
સહન થકી ગુણ એમ વધેછે, અન્યો અન્ય ફળો ઉપજેછે. ૩

નર પરખી નૃપ સૈન્ય સજેછે; વીર લઈ સંગ્રામ મચેછે.
પ્રભુ પણ જૂએછે જોદ્ધાને; કરે, સહે શું, રણને ઠામે?

જે દળિયા સત રાખી ઝાલે, સ્વર્ગતણું તે સૌખ્ય નિહાળે,
બળ વિના ગતિ તાં મળવાની; સુખની પ્રાપ્તિ અમિશ્ર થવાની. ૪

દેહ ન જોશો, દુઃખ થતામાં; આત્મિક ગુણ પ્રગટે પીડામાં.
દૈહિક દખતાં, આત્મિક દીપે; દુઃખિત ધામે દેવ સમીપે.

જ્યમ જ્યમ ભૂતળ બંધન તૂટે, ત્યમ મન દાસપણાથી છૂટે.
લૌકિક મંડપ તો પડતામાં, સ્વાર્ગિક વાસ મળે મહિમામાં. ૫

---

## ૫૮ ભાઈ બેહેન પર પ્રેમ રાખવાનો ઉપદેશ.

ચરણાકુલ.

સહુનું સુખ તમ સહુ જણ તાકો, એક બીજા પર પ્રેમજ રાખો
ભાઈપણાનું બંધન ભાળો, સોબતમાં શુભ સંગત પાળો. ૧

એજ ખરો ત્રાતાનો ધારો, અંતરથી તો તમ ન વિસારો.
ધ્યાન ધરીને દૃઢ મન રાખો, પ્રેમતણું મધ ભાવે ચાખો. ૨

આપણ ભાંડુ, એક પિતા છે; સહુથી ઉંચો તે રાજા છે.
શું, ભાઈ એનો કજીઆ કરિયે? એક બીજા પર ક્રોધે બળિયે? ૩

ના, પણ જેમજ નામ પિતાનું, 'પ્રેમ' કહ્યું છે, એ સ્મરવાનું;
તેમજ સર્વે પ્રેમ રહિયે, પ્રીતિતણો શુભ ધારો ધરિયે. ૪

પ્રેમ ભલાપણમાં વસવાને, માનવને સૂજ્યાં ભગવાને.
તે તો, દિન દિન, જોતો રેછે, માનવ કેમ મિલાપ કરેછે. ૫

હ૦

---

## ૬૦ પ્રાર્થના.

હિંદી રાગ. ચરણાકુલ.

હે પ્રભુ, દર્શણ દેજે, જી; તુજ શરણે મને લેજે, જી. ટેક.

હું તો પાપી દીન બિચારો;
તું તો મારો તારણહારો;
આપ કૃપા બહુ કીજે, જી. હે પ્રભુ. ૧

તું તો થૈ સહુ જગનો રાજા,
દેહ ધરી તેં પાપી કાજા;
દાસ કરી મને લેજે, જી. હે પ્રભુ. ૨

હ્યાં શેતાન વડો દુઃખદાયક;
છે સહુ ભૂતળનો તે નાયક;
તેને બાંધી દેજે, જી. હે પ્રભુ. ૩

હું તો વિધવિધમાં બહુ ભૂલ્યો,
રાત વૃથામાં બહુ બહુ ફુલ્યો;
શુદ્ધ વિવેકજ દેજે, જી. હે પ્રભુ. ૪

મારા મનમાં જ્ઞાન અધુરૂં;
વાસ કર તાં નિષ્ઠુર પૂરૂં;
નિતનિત ચડશે સેહેજે; જી. હે પ્રભુ. ૫

પૂર્ણ પરાક્રમ તારો જાણું;
પ્રેમ દયા પણ અનહદ માનું;
શુદ્ધ બુદ્ધ વાર્તા દેજે, જી. હે પ્રભુ. ૬

## ૬૧ વિશ્વાસ વધે માટે પરમેશ્વરની પ્રાર્થના.

ત્રિપ્રાસ ચરણાકુલ.

મજ વિશ્વાસ વધાર પિતાજી. ટેક.

ક્ષણિક તજીને અક્ષય ઝાલું,
અવિનાશીની આશા પાળું,
પાર જવાને માર્ગે ચાલું; મજ. ૧

તુજ પૂંઠે હું ચાલી જાઉં,
તુજ પાસે હું રેવા આવું,
ઉપર જઈ વસવાનું ચાહું; મજ. ૨

જ્યારે સહુ અંધારૂં ભાસે,
ક્લેશ વિપત્તિ બધે થાશે,
ક્યાંય કશી ન દેખું પાસે; મજ. ૩

આકાશી અજવાળું માગું,
લૌકિક અંધારૂં હું ત્યાગું,
દિનપર ચેત થઈને જાગું; મજ. ૪

સંધું અવળું ફરશે જ્યારે,
બોજો માથે પડશે ભારે,
તારો પ્રેમ ન ભૂલું તારે; મજ. ૫

જ્યારે વૈરી સર્વ લડે છે,
યોગમથી વિકરાળ ચડે છે,
જોહાનું બહુ રક્ત પડે છે; મન. ૬

ઘોર ભયાનક આંધી ઊઠે,
જળથળનાં શુભ બંધન છૂટે,
બચવાની સહુ આશા ખૂટે; મન. ૭

જો પરલોકે મિત્રો જાશે,
વાહાલા સર્વ વિજોગા થાશે,
મારે વસવું એકલવાસે; મન. ૮

સંગ વિના હું એમ કરૂં જો,
જોઈ એકલવાસ ડરૂં. જો,
નિત નિત રીતિ નિરાશા ધરૂં જો; મન. ૯

મિત્રો તાજ ધરેછે સુખમાં,
એ જો સૂજે ના મન દુખમાં,
નિશ દિન જો કારું એ ચુકમાં; મન. ૧૦

આ સંસાર વિષે સહુ સેતાં,
પાપતણા આ તનમાં રેતાં,
આ ચિંતાના ભાગો સ્તાં; મન. ૧૧

જગતતણો કંકાશ વધે જો,
બહુ અકળામણ થાય હૃદે જો,
કોઈ ન દે કૈં સૌખ્ય મને જો; મન. ૧૨

નજરે જે નહિ તે હું ભાળું,
પાસે જે નહિ તે હું પાળું,
હાથે જે નહિ તે હું ઝાલું; મજ. ૧૩

જાંલગ શરત બધી થઇ રેશે,
આકાશે મજ આત્મા પેસે,
તાજ અચલ તાં શિરપર બેસે; મજ. ૧૪

મજમાં નિત આનંદ કરાવો,
ઊર વિષે તુજ શાંતિ ભરાવો,
દૃઢ મન આપી ધીર ધરાવો; મજ. ૧૫

---

## ૯૨ દાઊદનાં ગીતોમાંનું સોમું ગીત.

ભુજંગી છંદ; ⏑ – – ⏑ – – ⏑ – – ⏑ – –

કરો ગાન, સૌ દેશના લોક, સંગે; યહોવા વિષે સર્વ ગાઓ ઉમંગે.
તમો પાસ આવી, કરી ગાન માનો; યહોવા વિના કો નથી દેવ જાણો.

યહોવાતણે હાથ લોકો સૃજાયા; ન પોતે સ્વહાથે મનુષ્યો કરાયા.
પ્રજા સર્વ તેની છિયે લોક સંધા, સદા તેતણા બીડના મેષ બંદા.

ઘણા પાડ* તેતણે દ્વાર પેસો, ઘણાં ગીત* તેતણે ઘેર બેસો.
યહોવાતણા પાડ આભાર માનો, ખરૂં નામ તેનું કહી, ધન્ય જાણો.

ખરો આપણો છે યહોવા સુકારી, સદાકાલ તેની દયા વર્ત્તનારી.
ટકે સત્યતા પેડીપેડી સુરાગે, સદાકાળ ચાલે ન કો કાળ બાગે.

## ૬૩ નથી થંભ, તો નથી તાજ.

ભુજંગી છંદ.

ન પાડે કદી સૂર્ય જો તાપ ભારે,
ન થાસે સુછાયો કદી વૃક્ષ સારે ;
તજો શોક જો તો તજો સૌખ્ય ઠાણો.
નથી થંભ તો, રે, નથી તાજ જાણો. ૧

સજી શસ્ત્ર જો ના લડો વીર જેવા,
પછી ના મળે જુદ્ધનું માન લેવા.
નથી કષ્ટ એં, તો નથી તેં સુગાનો. નથી. ૨

થશે દુઃખ એં તો મળે તેં દિલાસો ;
વિદેશી થશો તો મળે સેં સુવાસો;
શિરે ભાર લ્યો એં, વિશામો થવાનો. નથી. ૩

નથી કાળ લાંબો જગે તો થવાનો;
મહા ભાર હોશે, મટી તે જવાનો;
વિચારી જૂઓ તો ગણો ભાર શાનો. નથી. ૪

હવેથીજ જૂઓ, રૂઇ મૃત્યુ વાસે,
ખરા તાજ દીસે તમારા પ્રકાશે;
તમારેજ કાજે રૂયા સિદ્ધ, માનો. નથી. ૫

ઘણા બોજથી જો તપે અંગ ભારે,
ઘણું સૌખ્ય પામો ચડો સ્વર્ગ જ્યારે;
ઘણો ખ્રીસ્તથી તો વિશામો થવાનો. નથી. ૬

મહા ક્લેશ ખ્રીસ્તે સહ્યા લોક કાજે,
કદી કો ન બૂઝે બધી વેદના તે,
ખરો ભાવ તેનો ફળો આપવાનો. નથી. ૭

દયા નિત્ય સંભારતાં ખ્રીસ્ત તાકે,
સહેલાં બધાંની ખરી યાદ રાખે;
રજે ને રજે તે ફરી તોળવાનો. નથી. ૮

હશે માર્ગ લાંબો, નથી એકલા તો;
રહી પાસ, ઈસૂ વદે શુદ્ધ વાતો;
દિલાસો ધરીને, દયા તે વખાણો. નથી. ૯

ગયો ખ્રીસ્ત જ્યારે ધરી માર્ગ પોતે,
વિના કોઈ સાથે ગયો એકલો તે;
સ્મરે દીનને તે,—નથી ભૂલવાનો. નથી. ૧૦

---

## ૬૪ સ્તોત્ર.

ભુજંગી વૃત્ત.

અમો જે હતા નારામાં તો જવાના,
અને દુષ્ટ શેતાન સાથે થવાના,
ઈસૂ ખ્રીસ્ત, પાપીતણો તારનારો,
અમારો થયો તો ખરો પાળનારો. ૧

અમારે લિધે તે આ ભૂલોક આવ્યો,
અને તારવાની ખરી રીત લાવ્યો.
અમારો થયો દોષ સૌ દૂર એથી,
ખરાથી થયો જીવ, જો, શાંત તેથી. ૨

અમો કાજ દેવે દયા પૂર્ણ કીધી,
અને સ્વર્ગવાસો તણી આશ દીધી;
ખરા પુત્રને મોકલીને બચાવ્યા,
અને શુદ્ધ ઠામો કરીને ઠરાવ્યા. ૩

થયો એજ રીતે ઈસુ ખ્રીસ્ત ત્રાતા;
થયો માનવીનો મહા હર્ષ દાતા.
અમોને ભરોસો સદા, ખ્રીસ્ત, તારો;
બધા તુ થકી તો પળાશે કરારો. ૪ યો.પા.

---

## ૬૫ સવારનું ગીત.

ચોપાઈ; ૪૪' ૪–૮

રાત ગઈ છે, થાય સવાર, પ્રભુ કેરો માનું ઉપકાર.
મારી રક્ષા તો, સહુ રાત, પ્રભુએ પૂર્ણ કરી બળ સાથ. ૧

નામ કહું શું, હે મજ નાથ? છે મજ રસના ધૂળજ જાત;
જો પણ રસના હોત હજાર, તો પણ વર્ણનનો નહિ પાર. ૨

દેવતણા પણ દૂત પ્રમાણ શુદ્ધ મને જો હોત સુજાણ,
તોપણ,થાતજ નહિ એ વાત, જે છે યોગ્ય તને મજ નાથ. ૩

રેજો મજ પાસે દિન આજ, સર્વ ચલાવો મારૂં કાજ.
છે નબળી મજ માનવ જાત, ભૂલ પડે, બગડે બહુ વાત. ૪

જુઠાનું બહુ આજ જોર: શેતાની સહુ પાડે શોર;
નિશ દિન ભુંડો તાકે ઘાત; નિત સુઝાવે ખોટી વાત; ૫

ભુંડે પથ લાવે મજ પાય; ઍંચ કરે કે નિષ્ઠુર થાય.
માગું, કર જોડી મજ નાથ; હે પ્રભુ, સાંભળ મારી વાત. ૬

રેજે આઓ દિન મજ પાસ; મજ હૈડામાં કર તુજ વાસ.
યા સહુ કામે નિત્ય સહાય, ત્યારે, શુભ રીતે સહુ થાય. ૭

બળ પામી જે કરશે કામ, દિન દિન ધન્ય થશે નિજ ધામ.
આપો બળ, સ્થાપો મજ વાત, નામ વખાણું, હે મજ નાથ. ૮

## ૬૬ પ્રભુ પર ભરોસો.

ચોપાઈ.

તું બળવાન ખરો, મજ નાથ, ખાળી કોણ શકે તુજ હાથ!
જ્યારે તારૂં બળ પ્રગટાય, તારા વેરી સહુ વેરાય. ૧

જો પણ પુત્રો દુઃખી આજ, તો પણ મળશે સુખમાં રાજ.
દુઃખ સહી જે માર્ગે જાય, અંતે તેને હર્ષ જ થાય. ૨

ભક્ત ન ડુબે સંકટ કાળ, નહિ ખોશે નિજ આત્મિક માલ.
કાં કે પ્રભુ છે તેની પાસ; તે પાળે છે તેનો દાસ ૩

તે સંભારે માનવ ભૂલ; જાણેછે કે માનવ ધૂળ.
જાણે કે સહુ પાપે લીન, માટે કેવા છે બળહીન. ૪

સ્મરશે પણ નિજ પ્રેમ વિચાર, જે પર પ્રગટ્યો જગતોદ્ધાર.
માટે સહુના દુઃખમાં, જાણ, દુઃખ જોઈને લાગે બાણ. ૫

તે જાણેછે સહુનો કલેશ, જાણીને નવ ભુલે લેશ.
પુત્ર ઉપર આવે સંતાપ, તો તત્કાળજ ખૂત્રે બાપ. ૬

સુત પર જ્યમ છે બાપ દયાળ, ત્યમ પ્રભુ દાસ વિષે સહુ કાળ.
હે પ્રભુ, કર મારી સંભાળ, દેવ પરાક્રમ મારી ઢાલ. ૭

## ૬૭ કેણી જેવી કરણી જોઈયે.

ચોપાઈ.

શુભ વાર્તાનો જે શુભ ધર્મ, ઊભે સર્વે કહિયે મર્મ.
પણ જો ઊભે થાય વખાણ, ચાલે રહિયે વાત પ્રમાણ. ૧

એમજ કેણી સહુ શોભાય, જ્યારે કરણી સાથે જાય.
બોધતણો ગુણ એથી હોય, ધર્મ ખરો માને સહુ કોય. ૨

એમજ દઈયે પૂર્ણ પ્રમાણ, કે મનમાં છે ઈશ્વર જ્ઞાન.
અંતરમાં તેનો અધિકાર શુદ્ધ રહ્યાથી દીઠ થનાર. ૩

ઈશ્વર મહિમા ત્યારે થાય; જ્યારે ઘટતી ચાલ મનાય.
વખાણમાં તો શ્રેષ્ઠ વખાણ સારી ચાલતણું, તે જાણ; ૪

કાન ધરે, જોઈને, લોક; ચાલ વિના છે વાર્તા ફોક.
બોધતણો મનમાં અધિકાર શુદ્ધ રે એથી પૂર્ણ થનાર. ૫

ક્રોધ, કપટ, ઈર્ષ્યા, જુઠાઈ, લોભ,વિષય,ચોરી,લુચ્ચાઈ,
ગર્વ,કુવાચ,અને અભિમાન,- એવાં દૂર કર્યાથી જાણ. ૬

પણ શુભ જ્ઞાનતણો અધિકાર ઉલટા ગુણથી દેખાનાર;
તેમાં પ્રેમ, દયા, સાચાઈ, નમ્રપણું, ને પૂરો ન્યાય. ૭

દેહ દમન, ને ભાવ પવિત્ર,- એવા ગુણથી ચાલ વિચિત્ર.
જ્યાંલગ,એવી તો નહિ ચાલ, લડવું પડશે અગણિત કાળ. ૮

સ્વાભાવિક મન કરશે યુદ્ધ, વૈર કરીને શુદ્ધ વિરૂદ્ધ;
બળ પકડે બહુ દિનની ટેવ, નહિ તૂટે ઝટ, માની લેવ. ૯

મુંડો કરશે સિંહનો શોર, ચાલે લગ ચલાવે જોર;
પણ મનમાં રાખી વિશ્વાસ, નવ થઈયે એ કાજ નિરાશ. ૧૦

ઈશ્વર છે મોટો બળવંત, જ્ઞાને, પ્રેમે, પૂર્ણ અનંત;
આપે લડવા બળ ને બુદ્ધ, દિન દિન, લાવે માર્ગે શુદ્ધ. ૧૧

આત્માનું તે આપે દાન, ઉપજાવે મનમાં શુભ જાણ;
અંતે, લાવીને નિજ પાસ, સ્વર્ગે તે આપે સુખ વાસ. ૧૨

તે દિન લગ વીતે જે કાળ, તેમાં સેવો દુઃખિત હાલ.
પણ તેમાં નહિ થાય નિરાશ; ઈસુ પૂરાવે સહુ આશ. ૧૩

---

## ૫૮ ગીત.

ચોપાઈ.

હે પ્રભુ, દર્શન આપી આજ, ધન્ય કરાવ અમારાં કાજ;
હે પ્રભુ, ઝાંખું કરજે દૂર, તુજ મુખનું દેખાડી નૂર. ૧

મરણતણું શિર રાખી કામ, ખ્રીસ્તે મૂક્યો સ્વરનો ઠામ;
પાપી જનનાં તારણ કાજ, કાંટાનો પણ લીધો તાજ. ૨

પુત્ર પિતા ને આત્મા શુદ્ધ, લડજો મારા શત્રુ વિરૂદ્ધ;
દૂર કરાવી સહુ કલપાંત, દાસતણે મન લાવો શાંત. ૩

સ્વર્ગ વિષે જે પરમોલ્લાસ, તેનું અહિં પણ ચાખે દાસ;
ભૂતળમાં પણ પામી પ્રેમ, સ્વર્ગતણું તે જાણે ક્ષેમ. ૪

ઈસુનો જે નિર્મળ ન્યાય, તેનું દાન મને અહિં થાય;
તો હું શુદ્ધ ચલાવી યુદ્ધ, નિત્ય લડું શેતાન વિરૂદ્ધ. ૫

તેમાં હું હારી ન જનાર; કાંકિ ખ્રીસ્ત ખરો આધાર.
ખ્રીસ્ત નિયંતા જ્યારે થાય, ત્યારે સર્વ શત્રુ હરાય. ૬

જે પ્રભુનો છે શુદ્ધ સમાજ, હર્ષ કરી તમ ગાઓ આજ;
કરમાં વાજું, મુખમાં છંદ રાખી જાણો પરમાનંદ. ૭

થયો તમારો પૂર્ણોદ્ધાર; રિપુનો પૂર્ણ થયો સંહાર;
જગત વિષેના જે કંકાશ, હવે થયો છે તેનો નાશ. ૮

નહિ જાણો કે થાય વિલંબ, અહિંથી સુખનો છે આરંભ;
કામ કરો તમ પ્રભુને ધામ, આનંદે સાધો સહુ કામ. ૯

થોડા દિન પર થાય વિકાર, મરણતણા જે નદને પાર,
તૈં તો ઝાંખું કંઈ ન જણાય, પડદા સંધા દૂર કરાય. ૧૦

સર્વ અપૂરૂં બળ ને જ્ઞાન, સર્વ અધૂરાં મત ને શાણ,
ફીકો ભાવ, અબળ વિશ્વાસ, ઢીક થકી જે કાચી આશ,- ૧૧

એવું કંઈ પણ તૈં ન જણાય, કાંકે તૈં સહુ પૂર્ણ કરાય-
એવાનો તાં નહિ આધાર, એ સંધાં તાં લોપ થનાર. ૧૨

## ૯૮ પ્રાર્થના.

મરહઠાછંદ; ૨ ૪ ૪" ૪ ૪" ૪ ૪ – ૦

સંભારક આત્મા, આવું હાથમાં, કર મજ હૈડે વાસ.
મજ મનની અંદર, કરજે મંદર, તેમાં તુંજ પ્રકાશ.
મજ પાપ જણાવી, પ્રેમ કરાવી, ઈસુ પાસે લાવ.
મજ ભટક્યા મનને, ભૂલ્યા જનને, ઈશ્વરજ્ઞાન જણાવ. ૧

સહુ સંદેહ કાડી, હઠને પાડી, આપ ખરો વિશ્વાસ.
ભય દૂર કરાવો, ગર્વ તજાવો; નમ્ર રહે તુજ દાસ.
પરમેશ્વર પાસે, માનવ વાસે, છે મારા અપરાધ,
બહુ છે મજ મનમાં, ને મજતનમાં, અગણિતએવિખવાદ. ૨

રે કોણ ગાશે તે, કોણ ભાશે તે, મારો મોટો દોષ,
તે કોણ મટાડે, કોણ સંતાડે, કો આપે સંતોષ.
નહિ માનવમાં બળ, દૂતોમાં કળ, કરવાને પરિહાર.
છે એકલ ઇશ, તેજ ધરીશું, જેથી છે ઉદ્ધાર. ૩

## ૭૦ યોબ. અ: ૫, પદ ૧૭–૨૭.

મરહઠા.

જેને પ્રભુ મારે ધન્ય ખરો તે, એવું નિશ્ચય માન.
શિક્ષા પ્રભુ લાવે, તે ફિરખીને તેપર ધિક ના જાણ.
પ્રભુ દુઃખ કરેછે, પણ તે પોતે પૂરો દે આધાર;
તે ઘાયલ કરશે, પણનિજહાથજ છે રૂઝાવનાર.

છ દુઃખ વિષે તે. શુદ્ધ બચાવે, સોમાં શક્તિ જણાય.
હા, સાત વિષે પણ કોઇ તો ભુંડું તને કદી નહિ થાય,
દુષ્કાળ વિષે તો, જાણ ખરો તું, ખંડે તે તુજ પ્રાણ,
રણભૂમિ વિષે તે લોહ ભયેથી પૂર્ણ બચાવે જાણ.

સહુ દુર્રસનાના માર થકી તે સંતાડે તુજ માથ.
બહુ નાશ થશે પણ ભો નવ જાણે તું તો સહુ દિન રાત.
દુષ્કાળ વિપત્તિ જો પણ આવે, તું તો હાસ્ય કરીશ.
કો રાનતણા પણ દુષ્ટ પશુ કેરો તું તો ભો ન ધરીશ.

મેદાનતણા પણ પત્થર સર્વે સંપ ધરે તુજ સાથ.
બહુ શાંત રહે પણ સૌ તુજ સાથે રાનતણી પશુ જાત.
સહુ મંડપ તારો શાંત રહેલો એવું જાણ ધરીશ.
નિત તું પણ જાશે જાં તુજ વાસો; તાં નહિ પાપ કરીશ.

તું એ પણ જાણે કે તુજ છૈયાં મોટ થશે જગમાય.
શુભ વંશજ તારો ઘાસ પડે તો સૌ જગ ફેલી જાય.
દિન પૂર્ણ થઈને તો શુભ કાલે, જાણ,થશે તુજ અંત.
કણુ ધાન્યતણો છે પૂર્ણ ફળેલો, તેવો તું ફળવંત.

---

## ૭૧. સત્યનો પંથ.

એકાદશી, –◡– –◡–, –◡– –◡

એક છે, એક છે, સત્યનો પંથ;
તે થઈ ચાલતાં દેવના સંત
નિશ્ચયે પોંચશે સ્વર્ગને દ્વાર,
ઠામ પામે સદા સૌખ્ય મોઝાર. ૧

સાંકડો માર્ગ તો હોય નિર્દેલ;
હોય તેમાં ઘણા કષ્ટ માનેલ,
દુઃખ ને બીક ચોમેર દેખાય,
પાપલોકે થઈ ચાલવું થાય; ૨

તોય છે ભક્તથી પૂર્ણ માનેલ,
ભાવથી આશથી નિત્ય ચાલેલ;
કેમકે તેથકી સ્વર્ગ પોંચાય,
સૌખ્યના ઠામમાં ભાગ લેવાય. ૩

અન્ય માર્ગો બધા ભૂલના પંથ,
દુઃખ ને મોત છે તેમનો અંત;
તે થકી ચાલશે જે બધા લોક
વ્યર્થ આશા કરી પામશે શોક. ૪

પાપ માર્ગે હશે સૌખ્યનો ઘાટ,
ઐશ, આરામ, ને રંગની વાટ;
હોય પોળો, વળી શીખવા સેલ,
સર્વ લોકોથકી સાર માનેલ; ૫

તોય તેમાં નથી ચાલવું જોગ;
તે થકી ના ટળે જીવનો રોગ;
ના મટે તે થકી પાપનો દોષ;
ના થશે જીવને સત્ય સંતોષ. ૬

હે યહોવા, ધરી દાસને દોર;
પ્રેમથી. આપજે તું મને જોર,
સત્યના માર્ગમાં લાવજે પાય,
નિત્ય તેમાં મને રાખજે, રાય. ૭

જ્ઞાન હુંમાં નથી શોધવા મૂળ;
બુદ્ધિ હુંમાં નથી ત્યાગવા ભૂલ;
હોંશ હુંમાં નથી આવવા ઘેર;
વીર્ય હુંમાં નથી વાળવા વેર. ૮

દેવ, હે દેવ, તું ના મને મૂક;
નિત્ય પાસે રહી ટાળજે ચૂક;
પૂર્ણ રાખી દયા પાળજે દાસ;
ઠેઠ પોંચાડજે સ્વર્ગને વાસ. ૯

જ્યાં લગી જૂતજે ચાલવું હોય,
ત્યાં લગી ના હરે દાસને કોઈ;
રાખજે દાસને સત્યને પંથ,
સત્યમાં દાસ તો ચાલશે અંત. ૧૦

થાય વિશ્વાસથી ખ્રીસ્તનું જ્ઞાન;
ખ્રીસ્તથી થાયછે દાસનું ત્રાણ;
નિત્યની ચાલમાં ખ્રીસ્તની બુદ્ધ
પૂર્ણ પામી થશે દાસ તો શુદ્ધ. ૧૧

નિત્ય પામે દયા નિત્યને કાજ;
નિત્ય માથે ધરે સત્યનો તાજ;
નિત્ય પાસે રહે જોતી બુદ્ધ;
નિત્ય દેખાય તે સર્વમાં શુદ્ધ. ૧૨

---

## ૭૨ સ્વર્ગની આશા.

એકાદશી.

આવ, આવો બધા, ખ્રીસ્તના સંત,
હર્ષથી કાપિયે સ્વર્ગનો પંથ;
ખ્રીસ્ત ઈસૂતણો સુણિયે સાદ,
પૂર્ણ ઉદ્ધારની રાખિયે યાદ. ૧

રોજ ઓછી થતી જાયછે વાર;
કાળ થોડો રહ્યો લોક મોઝાર;
હ્યાં બધી વસ્તુનો થાયછે નાશ;
ભાવથી રાખિયે સ્વર્ગની આશ. ૨

બોધકો, શિક્ષકો, જ્ઞાન દેનાર,
આગળે તો જઈ પોચિયા પાર;
ત્યાં બધા આપણી જુએછે વાટ;
ક્યારે ઓળંગિયે મોતનો ઘાટ. ૩

કે પળે વાગશે મોતનું બાણ,
એ તણું તો નથી કોઈને જ્ઞાન;
ખ્રીસ્ત ઈસુ કણે જે ગયા લોક,
મોતથી તેમને ના કદી શોક. ૪

મોત છે તેમને જીવનું દ્વાર;
તે થઈ પોંચશે સ્વર્ગ મોઝાર.
ખ્રીસ્તથી મોતનું જોર પાડેલ,
મોતના બંધનો સર્વ છોડેલ. ૫

ખ્રીસ્ત ઈસુ વિના મોત બેકાર;
તે વિના ન મળે સાચ્ચ આધાર.
ખ્રીસ્તનો શુદ્ધ જો થાય વિશ્વાસ,
તો મળે ભક્તને સ્વર્ગનો વાસ. ૬

હર્ષથી તે ભણી ચાલિયે ભ્રાત;
પંથ તો કાપિયે સંતની સાથ.
હર્ષ, આનંદ, ને પૂર્ણ ઉલ્લાસ,
પામતાં પેસિયે સંતને વાસ. ૭

ત્યાંય આત્મા પિતા પુત્ર સંઘાત,
દેવદૂતો, બધી શુદ્ધની જાત,
સંતનો જે બધો સંઘ પોંચેલ,
દેવની આગળે સિદ્ધ ઊભેલ. ૮

સર્વને જોઈશું હર્ષમાં તાંય,
પાપ સંદેહ પીડા નથી જાંય;
ત્યાં જઈ પોચતાં સ્વર્ગમોઝાર,
તેજ આભાસમાં સર્વે જોનાર. ૯

વસ્ત્ર તાં પેરિયે જે વિના ડાગ;
ગાયને ગાઈયે સ્વર્ગના રાગ;
સંગમાં ચાલિયે દૂતની સાથ;
પૂરમાં રૈઈયે જાં નથી રાત. ૧૦

આવ, આવો બધા, ના કરો વાર;
હર્ષથી પેસિયે સ્વર્ગને દ્વાર.
ત્યાગિયે અંધ, ને ત્યાગિયે થાક,
ત્યાગિયે હર્ષ તો, ત્યાગિયે ધાક. ૧૧

હે યહોવા, અમું ત્રાણ દેનાર,
તું બધા સંતનો શુદ્ધ આધાર;
તું થકી રાખિયે ભૂતલે આશ,
તું થકી પામિયે સ્વર્ગમાં વાસ. ૧૨

---

## ૭૩ દુષ્ટને ધાક—શુદ્ધને શાંતિ.

હર્ષદવાજા; ૩ –́ ᴗ – –́ ᴗ – –́ ᴗ ᴗ –

વીતી બધા વિશ્વનો વેળ ગયો,
ને ન્યાય ચૂકાવનો કાળ થયો.
બિરાજતાં આસને ભૂપ ચડે;
ઊભા બધા દૂત છે તેજ વડે. ૧

બીહામણી ભૂપની દૃષ્ટિ ઘણી ;
બાળી શકે કોણ તે કાંતિ ભણી ?
તેથી બધા વિશ્વમાં કંપ થશે,
જળ ભૂમિ આકાશના ઠામ બશે. ૨

રણશીંગ ગાજે ઘણો શોર કરી,
મૃત સર્વ સાંભળે ફરી જીવ ધરી ;
તત્કાળ ઉઠે બધા, ઘોર તજી,
વિદ્યમાન થશે નવા અંગ સજી. ૩

રાજા ધરી દંડ તો ન્યાય કરે ;
લેખે લખી હોય તે હાથ ધરે.
મૂકે ન તે એક માંડેલ બિના,
ચૂકે ન કો નામ ચૂકાવ વિના. ૪

કૃત કાર્ય, ને શબ્દ બોલેલ બધા,
મનમાં, ધરી ગુપ્ત રાખેલ કદા,
તે લેખમાં સર્વ માંડેલ મળે ;
તેથી બધો ન્યાય ચૂકાવ વળે. ૫

કાંપે બધા દુષ્ટ તો ત્રાસ થકી,
આશા તણું દ્વાર જોઈ ન શકી ;
ગુફા નથીં જ્યાં જઈ ગોપ થશે,
નહિ ઓથ કાજે પડી પાડ ઘશે. ૬

તે ભૂપની આંખની કાંતિ ઘણી ;
કડી થશે બાળતાં દોષ ભણી ;
સહુ પાપ સામી ચડી ઉગ્ર બળે ;
નાશે પડે દુષ્ટ તે તાપ તળે. ૭

રે કોણ ઊભા રહી ધીર ધરે?
રે કોણ તે વાર તે ઠામ ઠરે?
બીહામણા ધાકથી સર્વ ડરે?
તે બીક તો વીરની હામ હરે. ૮

પણ શુદ્ધ ઊભા રહી ધીર ધરે;
ને શુદ્ધ તે વાર તે ઠામ ઠરે;
બીહામણા ધાકથી તે ન ડરે;
તે બીકને શુદ્ધની હામ હરે. ૯

કોણે કરી શુદ્ધ તો હામ ધરે?
કોણે કરી શુદ્ધનું કામ સરે?
કોણે કરી શુદ્ધમાં શાંત વળે?
કોણે કરી શુદ્ધને ત્રાણ મળે? ૧૦

ત્રાતા તણા થંભથી ત્રાણ મળે;
ઈસુ થકી શુદ્ધને શાંત વળે.
તેથી જશે શુદ્ધનાં કામ સરી;
તેથી ચડે શુદ્ધ વિશ્વાસ કરી. ૧૧

તેણે ધરી અંગ તો માનવનું
લીધું બધું દુઃખ જે પાતકનું;
મનુષ્ય શાટે ઘણા માર સૈયા;
તેથી બધા શુદ્ધ છૂટેલ થયા. ૧૨

જે વૈભવે દુષ્ટને ઘાત મળે,
તે વૈભવે શુદ્ધને શાંતિ વળે.
જે મારતાં શત્રુનો નાશ કરે,
તે તારતાં મિત્રનો હાથ ધરે. ૧૩

હે દેવ, ત્રાતા તણી શુદ્ધ કથા,
તે તો મને ના કદી થાય વૃથા.
તેં તો દયા પૂર્ણ કીધેલ ખરી,
માટે કરૂં હર્ષ, વિશ્વાસ ધરી. ૧૪

હું માર્ગ મૂકી ઘણો દૂર ગયો,
ત્યાં પાપ જંજાળમાં લિપ્ત થયો.
દેવે દયા દૃષ્ટિથી લક્ષ કરી,
લાવ્યો પથે તે મને, હાથ ધરી. ૧૫

આ પ્રેમમાં નિત્ય આનંદ કરૂં;
તેની બધી આશા સંપૂર્ણ ધરૂં.
હે દેવ, તું પ્રેમ છે પૂર્ણ સદા;
રાખી ધરૂં હાથ, મૂકું ન કદા. ૧૬

---

## ૭૪ રે પ્રીતિ વખાણજો.

હર્ષધ્વજા.

રે પ્રીતિ વખાણજો, પ્રીતિ વખાણજો,
પ્રીતિ વખાણજો, પ્રીતિ ઘણી. ટેક.

છે શુદ્ધ જો, મુક્તનો હર્ષ ખરો;
છે રક્તના તીર્થમાં રોજ તરો.
સૌ મેલને મૂકતાં માર તજું,
ને મુક્તિના હર્ષમાં પ્રીત ભજું. રે પ્રીતિ.

ઈસુ થકી ત્રાણ છે પૂર્ણ સદા;
ન ત્યાગશે દીનને ખ્રીસ્ત કદા.
તો હર્ષતાં ખ્રીસ્તમાં આશા ધરૂં;
ને દોષનો ધાક તે દૂર કરૂં. રે પ્રીતિ.

૨ પાપના ઘા થયા સર્વ સ્થળે,
પણ ખ્રીસ્તથી સર્વની રૂઝ વળે;
સૌ શોક શાટે ખરી શાંતિ મળે,
ને હર્ષને કારણે આંશુ ટળે. ૨ પ્રીતિ.

૨ ખ્રીસ્તના થંભથી ત્રાણ થયું,
ત્રાતાતણા મોતથી મોત ગયું.
તો મોત આવે મને બીક નથી;
તે દ્વારથી આવશે મુક્તિ ગતિ. ૨ પ્રીતિ.

---

## ૭૫ ઈસૂનું સ્તવન.

નારાચ છંદ; ⏑–⏑–⏑–⏑–, ⏑–⏑–⏑–⏑–

સદાય પાસ થા, મહા દયાળુ તારનાર તું;
સુદાસના વિવેકમાં વિજ્ઞાન લાવનાર તું.
અયોગ્ય ચિત્ત ઊરથી અલોપ તું કરાવજે;
વિચાર સર્વ શુદ્ધ જે હૃદે વિષે ભરાવજે. ૧

અમો મનુષ્ય જાત તો. હતા પડેલ પાપમાં;
મહા પવિત્ર દેવના અપાર તમ તાપમાં.
દયાળુ તું હતો, અને અનૂપ પ્રીતિ તેં કરી;
દયાભરેલ દૃષ્ટિ તેં અમો ભણી કરી નરી. ૨

પિતાતણા સમીપનો પ્રતાપ તેં તજી દીધો;
અસહ્ય ભાર પાપનો, પરાક્રમે, શિરે લીધો.
તને સદાય જાણતાં, અમો વખાણ આપિયે
દિને દિને સુરીતિએ પવિત્ર માર્ગ કાપિયે; ૩

અખંડ નેમ સ્વર્ગનો અત્યારથી પળાવજે,
પવિત્ર ચાલ સર્વદા સુભાવથી ચલાવજે.
દયાળુ દેવની કૃપા થયે, ચલાય માર્ગમાં,
પ્રયાણ સર્વ પૂર્ણ તો, નિરાંત થાય સ્વર્ગમાં. ૪

૭૯ પ્રાર્થના.

નારાચ છંદ.

સમર્થ દેવ બાપ તું, અશક્તને નિભાવજે;
પ્રયત્નમાં સુદાસને સદાય જોર આપજે.
દિને દિને દયા કરી અનર્થ સર્વ બાળજે,
બધાં પવિત્ર કામમાં મને હમેશ પાળજે. ૧

ફરી પિતા તમો ભણી કરેલ પોક તે સુણો;
અનાથના હૃદે વિષે સુભક્તના ભરો ગુણો.
સમર્થની સુચાલમાં અમો સદાય ચાલિયે
પવિત્રના સુબોધમાં અચૂક ચિત્ત રાખિયે. ૨

વળી શિખાવ બાપ તું પળે પળેની પ્રાર્થના,
કે રોજ શક્તિ પામતાં બને સુકાર્ય અર્થનાં.
વિના વિનંતિ વ્યર્થ છે વિચાર સર્વ વાતના,
દયા મળે તો સાધશે બધાં પ્રયત્ન હાથનાં. ૩

અગણ્ય પાપ કારણે અસહ્ય દોષ તો થયો.
ક્ષમા કરી પિતા હવે, કહો કે ભો બધો ગયો.
નવાડી ખ્રીસ્ત લોહીમાં, પવિત્રતા પમાડજે;
ચલાવી સર્વ માર્ગમાં, સુધામમાં પોચાડજે. ૪

તમોતણા સુરાજ્યની, પ્રજા થઈને રીઝિયે,
તમો તણા પ્રતાપનો, અનંત લાભ લીજીયે;
દયાળુ દેવ બાપ તું, સુણો વિનંતિ દાસની;
સદા મને સુશાંતિ દે, પિતા તણી જે પાસની. ૫ થો. પા.

---

## ૭૭ પ્રાર્થના.

**નારાચ છંદ.**

ડુબેલ સર્વ લોકને દયાળુ ખ્રીસ્ત તારજે;
પડેલ સર્વ જાતને ઉઠાડતાં ઉગારજે.
અમોતણાં તો પાપ સૌ અસંખ્ય હોય જો કદા,
ક્ષમા કરી પિતા તમો, તો પાપ દૂર રે સદા. ૧

દિને દિને, રે, દોષ સૌ ટળી ખસે જો કામથી,
તમો તણી સુસેવના થતી જણાય હામથી.
દયાળુ દેવ ખ્રીસ્તની અખૂટ શક્તિ આપજે,
અમો અજાણ જાતને સુમાર્ગમાંજ થાપજે. ૨

દયાળુ તારનારની કૃપા ઘણી જણાવજે;
વિરૂદ્ધ જોર પાડતાં, સુભાવનું ચલાવજે.
પવિત્ર ઝૂસરી લહી સુમાર્ગ નિત્ય કાપિયે;
પવિત્રના સુનામને અખંડ માન આપિયે. ૩

વિનંતિ દીન દાસની, પિતાજી, નિત્ય માનજે;
અમો ભણી, પિતા, ખરૂં સપૂત જ્ઞાન આપજે.
અમો બધાય ખ્રીસ્તથી હજૂરમાં તો આવિયે;
પવિત્રની સુસેવમાં નવાપણું જણાવિયે. ૪
થો. પા.

## ૭૮ પ્રભુ પિતા ઉપર ભરોંસો.

સુલ્લાચ છંદ. ᴗ–ᴗ–ᴗ–ᴗ–' ᴗ–ᴗ–ᴗ–ᴗ–ᴗ

પિતા તણે પરાક્રમે પ્રસંગ સર્વ છે ઠરેલ,
રહીશ માટ જીવતો પિતાથકી સદા ધરેલ.
કદી વિપત્તિ જો પડે, થશે કદા અનર્થ નાશ,
ન થાય બીક તે થકી, ન ઊરમાં થશે નિરાશ. ૧

વિનંતિ નિત્ય આ કરૂં, ધરી સદાય નમ્ર ભાવ,
થનાર સર્વ વાતમાં નિરાંતતા પિતા કરાવ.
વિના વિલંબ શીખતાં ઠરાવના બરાજ ભેદ,
સદાય સિદ્ધ હું રહું ધરી પિતાતણો નિષેધ. ૨

તજું બધી અધીરતા, અશાંતથી નિહાળનાર;
તજું અતૃપ્ત ચાહના, નવાં નવાંજ ભાળનાર;
તજું વિચાર વ્યર્થ જે, અશોધ્ય ભેદ શોધનાર;
તજું અશુદ્ધ દંભ જે, વિના વિજ્ઞાન બોધનાર. ૩

તજું અવિધ્ય કલ્પના, વિનાવિચાર ભાખનાર;
તજું કુભાવ ગર્વનો, મહા મહાજ તાકનાર;
તજી બધી અયોગ્યતા, રહું સુબાળને પ્રમાણ;
પિતા તણોજ હાથ હું ધરી કરૂં બધું પ્રયાણ. ૪

ફરી કરીશ પ્રાર્થના, પડી પિતાતણે સુપાય,
(વિનંતિ નમ્ર ભાવની તજેલ તો કદી ન જાય);
દયાળુ તું પિતા, મને સુશક્તિ રોજ કાજ આપ;
બધાંય કામ કાજમાં રહો સદા સમીપ, બાપ. ૫

દિને દિને દયા કરી, નિભાવતાં મને ચલાવ;
મને સદા સુધારતાં, સુભક્ત સેવના કરાવ,
અધર્મને દબાવતાં, ખરી કરો સમસ્ત ચાલ.
પવિત્રતા કરાવતાં, સુખી કરાવ સર્વ કાળ. ૬

## પરોપકાર વિષે વિનંતિ.

વિનંતિ હું કરૂં, પિતા, ધરી વિચાર, ભાવ સાથ.
મનુષ્ય ઉંચ નીચમાં, દરિદ્ર કે ધનાળ જાત,
ભણેલ કે અવિદ્ય હોય, સુભાગ્ય કે અભાગ્ય હાલ,
કરાવ સર્વ લોકમાં સુપ્રેમ ભાવ સર્વ કાળ. ૭

મનુષ્યમાં મનુષ્ય છું, તજાવ સર્વ સ્વાર્થ ભાવ,
મનુષ્ય સાથ પ્રેમનો સુબંધ સર્વદા રખાવ.
પરોપકાર હેતથી પરાર્થ ઇચ્છતાં સદાય,
કરૂં સહર્ષ હર્ષમાં, અસૌખ્યમાં કરૂં સહાય. ૮

સદાય એમ પ્રેમથી કરી મનુષ્ય કાજ સેવ,
ધરીશ તેજ નીમ જે ધરે પરોપકાર દેવ.
પરોપકાર ધર્મ જે, કરેલ ઇશ્વરે જણાય;
કરીશ દેવ ધોરણે બધાં સુકાર્ય જે ગણાય. ૯

સદાય પ્રેમ ભાવનો સુનીમ હર્ષથી ધરીશ;
અસહ્ય ભાર જો હશે ન તે વિષે કદી ડરીશ.
પ્રવેશ સત્યનો હૃદે થયે ખચીત તો જણાય;
ધરે સ્વત્યાગ ધર્મ જે, ખરો સ્વતંત્ર તે મનાય. ૧૦

પરોપકાર ધર્મ જે ખરોજ ખ્રીસ્તનો કરેલ,
ન આપ સૌખ્ય તેથકી કદીજ અર્થમાં ધરેલ.
પરાર્થ તે કરે સદા ન શોધતો જરાય સ્વાર્થ,
અખંડ હેત રાખતાં કરે મનુષ્યનો હિતાર્થ. ૧૧

જહું જવાય જેટલું, જહાંજ હોય ખ્રીસ્ત પાય,
પરોપકાર માર્ગમાં સુદાસ ખ્રીસ્તનો જણાય.
પિતાતણું સુનામ તો મહા થયે થઈશ ધન્ય,
વળી ગણીશ તુચ્છ તો પદાર્થ હું તણાજ અન્ય. ૧૨

વિના વિપત્તિ તો કદી પ્રયાણ જીવનું ન થાય;
અનેક ખાડ પાડ તો જતાં મળેજ માર્ગમાંય.
વિકાર નિત્ય તો થતાં, અઘોર ધાક, ઉગ્ર તાપ,
સમસ્ત કામ કાર્યમાં અગણ્ય કારણે વિલાપ. ૧૩

પ્રયાણ દીર્ઘ હોય તો નભાય ધીર રાખતેજ,
સદા સમસ્ત કાર્યમાં સુજ્ઞાન શાંતિ માગતેજ.
સુદાસ કામ રે સદા, સુટેક બાપની જણાય,
સમસ્ત કામ ઠામમાં સદાજ શાંતિ હર્ષ થાય. ૧૪

વિનંતિથી વધાર તું, કદાચ, કંઇ મળે સુદાન,
પિતાતણી મહા દયા થયે, ઘણું કરૂં વખાણ.

---

## ૭૮ સ્તોત્ર.

લલિત વૃત્ત; –υ–υ–, –υ–υ–
υ–υ–υ–υ, –υ–υ–

ખ્રીસ્ત નાથજી તુંજ છે ધણી;
અમો મનુષ્ય જાત પાપણી ઘણી;
દોષ ડાગ તો તું દયા કરી,
મટાડ સર્વકાળ દાસને ધરી. ૧

ખ્રીસ્ત દેવ તું દુષ્ટને ધરો;
બધા કલંક દૂર પ્રેમથી કરો.
હાથ જોડતાં પ્રાર્થના કરૂં,
સુનાથપાસનિત્ય ભાવથી ફરૂં. ૨

પાપ તો ઘણાં જોરથી ચડે;
સમસ્ત કામ માય ભૂલ તો પડે.
ખ્રીસ્ત રાયતો દૂર તે કરે,
દઈ સમર્થ હાથ સત્યમાં ધરે. ૩

માત તાત ને ભાઈ બેનને
જણાવ, ઈષ્ટનાથ, શુદ્ધ વેણ જે.
ભાવ રાખતાં આવશે બધા,
સુમાર્ગ નેમ સર્વ શીખશે સદા. ૪ ર. જી.

૮૦

## પ્રાર્થના.

**લલિત વૃત્ત.**

દૃષ્ટિએ પડે થંભ જે ગળે
વિલાપકાર શોક હર્ષમાં ભળે.
દેવ પુત્ર તેં થંભ તો ધરી,
પડેલ દુષ્ટ કાજ મુક્તતા કરી. ૧

થંભ વેઠતાં ખ્રીસ્ત રાયરે,
અભાગ્ય લોક કાજ નાથ થાયરે;
પ્રાણ છોડિયો માત પાડવા,
ફરી થયો સજીવ મૃત્યુ કાઢવા. ૨

દુઃખ વેઠિયું પાપ કાપવા;
લિધો અત્યંત દંડ પુણ્ય આપવા;
પૂર્ણ ચિત્તથી માન્ય તો કરૂં;
ખરી ઉધાર રીત ભાવથી ધરૂં. ૩

વાક્ય પ્રેમનાં ખ્રીસ્તનાં ઘણાં
રૂદે સદા ધરીશ સંશયો વણા;
નિત્ય શુદ્ધતા પામતો રહું,
ધરી પવિત્ર માર્ગ સ્વર્ગમાં જઉં. ૪ ર. જી.

---

## ૮૧ પ્રભુથી જેઓ ઉલટા થયા છે તેવાને ઉપદેશ.

દાઉદના ગીતોમાંનું બીજું ગીત.

**દાસરી છંદ.** ‒‒◡‒‒◡‒‒◡‒‒◡‒‒

દેશોતણા લોક શા કાજ ક્રોધે ભરાયા?
સર્વે પ્રજાથી અવળા વિચારો કરાયા?
ભૂ લોક રાજા મળે એકઠા સર્વ સંગે;
એકેજ ચિત્તે પ્રધાનો, મહા ગર્વ રંગે. ૧

સર્વે થઈ દેવ સામા, કુભાવે રહેછે;
તેના મશીહા વિષે દ્વેષ રાખી કહેછે,
કે આપણે નાંખિયે તે તણા બંધ તોડી,
સૌ ફેંકિયે વેગળા તેતણા દોર છોડી. ૨

આકાશમાં જે રહે, તે કરે હાસ્ય બેઠા;
ધિક્કાર જાણી ધરે દુષ્ટને દેવ છેટા.
ક્રોધે યહોવા કરે વાત તે લોક સાથે;
ભારે કરી કોપ, તે લાવશે દુઃખ માથે. ૩

તોએ, મહા ભૂપ મારો ખરો મેં ઠરાવ્યો,
શીઓનને શુદ્ધ તો પર્વતે મેં સ્થપાવ્યો.
આજ્ઞા કહું ઈશ્વરે જે મને મર્મ કીધો.
તું પુત્ર મારો, તને આજ મેં જન્મ દીધો. ૪

તું માગ, દેશોતણા લોક તારા કરાવું,
ભૂચક્ર છેડા સદા વારશાએ સ્થપાવું.
રાયા, હવે તો તમો બોધથી જ્ઞાન જાણો;
ભૂલોકના નાયકો સર્વથા બોધ માનો. ૫

બો રાખતાં તો યહોવા તણી સેવ ઝાલો,
સૌ કાંપતાં, તે વિષે સર્વ આનંદ પાળો.
હા પુત્રને ચુંબ દેઓ, રખે કોપ ભારે
તે પૂર્ણ જાણી, વિનાશે તમોને પ્રહારે. ૬

જે વારમાં તે તણો તો બળે કોપ થોડો,
તે વારમાં ચુંબ દેવા તમો સર્વ દોડો.
તેનો ભરોસો કરે સર્વ છે ધન્ય તેઓ;
માટે ભરોસો કરી ધન્યતા સર્વ લેઓ. ૭

---

## ૮૨ બોધ.

અગ્વિણી છંદ; – ᴗ – – ᴗ – – ᴗ – – ᴗ –

સર્વ લોકો તમો દેવને માનજો.
દેવ દાતારને સર્વદા જાણજો.
સ્તોત્ર સેવા તમો ભાવથી આપજો.
દેવની ધન્ય પૂજા કરી સ્થાપજો.

## ૮૩ ઈસુનું વખાણ.

માદરી છંદ ; ૧, ૩, ૪, – ᴗ – ᴗ – ᴗ –
૨, ૫, – ᴗ – ᴗ – ᴗ – ᴗ – ᴗ – ᴗ – ᴗ –

ખ્રીસ્ત રાજ્ય રાય છે ;
રાજ કાજ, તાજ, આજ ખ્રીસ્તનાં મનાયછે
સર્વ જે કરાય છે
તે થકીજ થાય છે ;
તે તણાજ હાથ માય નીતિ નેમ ન્યાય છે. ૧

પૂર્ણ ખ્રીસ્ત કામ છે,
દેવ રાજ્યમાં, મનુષ્ય કાજમાં, સુનામ છે ;
ખ્રીસ્ત શાંતિ ઠામ છે,
તે સદા વિશ્રામ છે ;
ભક્તની સભા વિષે સુધારનું સુધામ છે. ૨

ખ્રીસ્તનેજ માનજે ;
ખ્રીસ્ત કામ, ખ્રીસ્ત નામ, પૂર્ણ શુદ્ધ જાણજે.
યોગ્ય ગાન આણજે ;
ખ્રીસ્તને વખાણજે ;
સૌ કરે, સદાય, સેવ વૃદ્ધ ને જુવાન જે. ૩

માન ખ્રીસ્તનું કરો.
પાપ ભ્રાંતને તજી પવિત્ર પંથમાં ફરો.
દંડથી તમો ડરો.
કાં તમો વૃથા મરો ?
જીવદાન ખ્રીસ્ત દે, લઈ સુધામને ધરો. ૪

## ૮૪ સુબોધ.

સોરઠા; ૪ ૪ ૨ ૧" ૪ ૪ ૨ ૧ ૨

જગતતણી સહુ જાત, ઈશ્વરનાં સ્તોત્રો કરો,
શુભ શુભ શોધી વાત, શુભ વાણી મુખમાં ભરો. ૧

ઈશ્વરના સહુ દાસ, ભાવ ધરી મન રાખજો,
બેસી ઈસુ પાસ, ત્રાતાનું સુખ ચાખજો. ૨

ફરતાં સહુ જન સંગ, ઈશ્વરનેજ વખાણજો,
તેમાં કરી ઉમંગ, સહુ સુખ પૂરૂં જાણજો. ૩

---

## ૮૫ પ્રાર્થના.

તુરગ; ૪ ૪ – –

ખ્રીસ્ત, પરાક્રમ તારો ભાવ નવો કરનારો,
મારૂં મન બદલાવે, પૂર્ણ પવિત્ર કરાવે.
પાપ તજીને ફરવા, તારૂં ગમતું કરવા,
શક્તિ ખરી ઉપજાવો; જૂઠું સર્વ તજાવો. ૧

શુદ્ધ વિચાર કરીને, સત્ય તુલાજ ધરીને,
ભૂતળનું સહુ તોલું, મૂલ્ય ખરૂં તે બોલું.
ઈહલોકી સહુ વાનાં વીતીનેજ જવાનાં–
હોય ગમે તે હાથે, નહિ આવે તે સાથે. ૨

જગતતણું સહુ પોચું; એ જાણી, હું સોચું
પૃથ્વી પરનાં ભાણું, વ્યોમ ભણી ચક વાળું.
સુખ પરિપૂર્ણજ જ્યાંએ, નિત નિત જોઉં તાંએ,
દૃષ્ટિ અચળ ત્યાં રાખું; ઈશ્વરની ગમ તાકું. ૩

તુજ માર્ગે, પ્રભુ, ચાલું; તારાં વચનો પાળું;
માટે નિર્બુધ કાપો, નિત્ય સુબોધન આપો.
ગર્વ કરૂં જો ટાળો, ઝટ મજને, પ્રભુ, વાળો;
એવી ભૂલ ન ઝાલું, નમ્ર થઈને ચાલું. ૪

ત્રાતાના પથ ધારી, તેના ગુણ સંભારી,
કેવળ ખ્રીસ્ત નિહાળું, મન તેણી ગમ વાળું.
તારણ કીધું જેણે, નિત્ય સંભારૂં તેને,
તેનાથી તરવાનું, કામ ખરૂં કરવાનું. ૫

---

## ૮૫ ખ્રીસ્તનું વખાણ.

સમાનિકા છંદ. – ᴗ – ᴗ – ᴗ –

ખ્રીસ્ત સર્વ રાય છે, ખ્રીસ્ત પાસ ન્યાય છે.
શોધમાં ન ચૂકશે, કોઈને ન મૂકશે,
પાપ પુણ્ય તોળશે, ન્યાય વાક્ય બોલશે;
પાપ દંડ તે કરે, પુણ્ય તાજ તે ધરે. ૧

દુષ્ટને વિદારશે, દીનને ઉગારશે;
નમ્રને ઉઠાડશે, ગર્વ સર્વ પાડશે.
ખ્રીસ્તથી ડરૂં ઘણું, ખ્રીસ્ત નાથ છે ગણું.
ખ્રીસ્ત વાત હું શીખું, ખ્રીસ્ત વાટ ના મૂકું. ૨

ખ્રીસ્તમાં દયા ઘણી, તેજ ત્રાણનો ધણી;
દીનનેજ તારશે, ભાવના વિચારશે,
પાપ બોજ પાડશે, દુષ્ટ ભાવ કાડશે,
દુષ્ટતા ઘટાડશે, દોષ સૌ મટાડશે. ૩

ખ્રીસ્ત પાસ જાય જે, નિત્ય શુદ્ધ થાય તે;
શુદ્ધ નામ જાણશે, શુદ્ધ નેમ માનશે.
ખ્રીસ્ત પાસ હું જઉં, પૂર્ણ શુદ્ધ હું થઉં.
ખ્રીસ્ત પાય હું ધરૂં, ખ્રીસ્ત ભાવ હું કરૂં. ૪

---

## ૮૭ વિશ્વાસીને સુબોધ.

વિમોહ છંદ. – ᴗ – – ᴗ –

દુષ્ટ માર્ગો તજો, દેવને સૌ ભજો.
પુણ્ય ચાલે ફરો, શુદ્ધ કામો કરો.
થાય વિશ્વાસ જ્યાં, સ્વર્ગની આશા ત્યાં;
પાપ શિક્ષા ટળે, સર્વ દેવું વળે. ૧

ખ્રીસ્ત સાથે મળો, સત્ય રાખી વળો.
ખ્રીસ્ત સંભાળશે; ભક્તને પાળશે.
તેજ પોતે મરી, માર માથે ધરી,
લોક ત્રાતા થયો, શ્રેષ્ઠ ઠામે ગયો. ૨

ખ્રીસ્ત રાજા ખરો, રાજ ધારા ધરો.
શુદ્ધ ઝાલી ધ્વજા, સર્વ હર્ખો પ્રજા.
ખ્રીસ્ત થાઈ ધણી, શક્તિ આપે ઘણી;
દાસને પાળશે, શત્રુને બાળશે. ૩

ખ્રીસ્ત કિલ્લો ખરો, ભક્ત તો મા ડરો,
શત્રુ આવી રખે, માંય પેસી શકે.
શત્રુ ઘેરા કરે, ઉંચ મોર્ચા ધરે,
બૂમ પાડે ઘણી, ઉગ્ર દોડે રણી. ૪

યત્નથી જો લડે, તોય પાછા પડે.
ભક્ત નિર્ભે રહે, જીત પૂરી લહે.
દુષ્ટ સેતાનથી, ક્રૂરના બાણથી,
ખ્રીસ્ત તો ઢાલ છે, શૂર ગોવાળ છે. ૫

ખ્રીસ્તથી બુદ્ધિ છે, ખ્રીસ્તથી શુદ્ધિ છે;
બોધ પામી નમો, શુદ્ધ થાઓ તમો.
ખ્રીસ્ત શિક્ષા ખમી, ખ્રીસ્ત પાએ નમી,
શુદ્ધ કામો કરો, સ્વર્ગઆશા ધરો. ૬

## ૮૮ યહોવાનું વખાણ.

શંખનારી છંદ; ᴗ – – ᴗ – –

યહોવાજ મારો મહા પાળનારો,
દયા પૂર્ણ કર્તા, ખરો વિશ્વ ધર્ત્તા,
સ્મરી પ્રેમ તારો, ધરૂં ભાવ સારો.
થઈ દાસ ચાલું, ખરો માર્ગ ઝાલું. ૧

પડી ઘોર પાપે, અને મોટ આપે,
ક્રિયા ઈશ પાસે, ફરી જીવ જાશે.
ન બીજો હમારો મળે પૂછનારો;
નથી કોઈ જોવા વિના તું, યહોવા. ૨

મહા દુઃખ પામી, પડું પાય, સ્વામી;
રહી પાસ પાળો, ધરી હાથ ઝાલો.
તજી ભૂલ જાગું, નવું ગાન માગું,
દયા પૂર્ણ માનું, સુરાગે વખાણું. ૩

## પિતા.

યહોવા પિતાની દયા પૂર્ણ જાણી,
અરે મૂળ જાણું સુનાદે વખાણું.
સદા પુત્ર સાથે કરી વાત નાથે.
કરારો કરાવ્યા અનાદિ ઠરાવ્યા. 1

જએ મૃત્ય લોકે, જહાં પાપ શોકે
પડી લોક રેછે, અનાથે ફરેછે.
થયા દુષ્ટ સંધા, અરા શત્રુ ખંદા,
નથી છૂટકારો, ન કો છોડનારો. 2

જએ, પુત્ર, માટે, મરી મર્ત્ય સાટે
કરો છૂટકારો, થજો છોડનારો.
ફરે ભૂલનારા, બચે સંત મારા.
અરે ત્રાણ દેજે, શિરે તાજ લેજે. 3

## પુત્ર.

વળી, પુત્ર માનું, મહા પ્રેમ જાણું,
પડ્યા લોક જોતે, ચડ્યો મિત્ર પોતે;
હતો સૌખ્ય સ્થાને, ગયો દુઃખ ઠાણે;
થયો દેહધારી અરો ત્રાણકારી. 1

બધો અર્થ તાકી, શિરે કામ રાખી,
અરે મુલ્ય આપ્યું, બધું પાપ કાપ્યું.
ચડી શત્રુ ઠામે, ગયો દુષ્ટ સામે,
સહી માર પૂરા ઠર્યો સાચ શૂરો. 2

વળી વાર વારે, લડે શત્રુ ભારે;
મહા ઉગ્ર ક્રોધે મરો ક્રુર શોધે.
ખમી દુઃખ પૂરૂં, (ન એકે અધૂરૂં),
થજો પાપ હર્ત્તા, મહા ત્રાણ કર્ત્તા. ૩

## પવિત્રાત્મા.

શુભાત્મા વખાણું, ખરો દેવ માનું.
મટાડે વિકારો, કરાવે સુધારો;
દિલ ખ્રીસ્ત લાવી, દિલાસો કરાવી,
ખરૂં સંભરાવે, ખરામાં ઠરાવે. ૧

મહા શાંતકારી, તને શુદ્ધ ધારી,
ફરી પાય લાગું, નવી ચાલ માગું.
મટી જન્મ બુદ્ધિ નવી થાય શુદ્ધિ,
વસો ઊર માંહે, કરોરાજ્યતાંએ. ૨

હશો જેમ સારૂં, કરો સર્વ મારૂં;
સુચાલે ચલાવો શુભાજ્ઞા પળાવો.
સુવાર્ત્તા જણાવી, સદા તે મનાવી,
મને પૂર્ણ વારો, સમૂળે સુધારો. ૩

## ત્રિએક.

યહોવા વખાણું, મહા ત્ર્યેક માનું.
સદા એક કામે, ત્રણે સર્વ ઠામે.
પિતા મૂળ દાતા; મહા પુત્ર ત્રાતા;
શુભાત્મા સુધારે, સ્મરૂં વાર વારે. ૧

ત્રણેને વખાણું, ખરો દેવ જાણું.
ત્રણે એક ભાવે, મળી મુક્તિલાવે.
ત્રણે તો સુચાલે, મને એમ પાળે.
ત્રણેથી સુપંથે ચડું સ્વર્ગ અંતે. ૨

ત્રણે પુણ્ય સ્થાપે ખરી આશ આપે.
ત્રણે શુદ્ધ રીતે ધરે પૂર્ણ પ્રીતે.
ન કંઈ ભિન્નતાનું કદી દેખાવાનું.
ધરી ધ્યાન એમાં જુઓ ત્ર્યેક જેમાં. ૩

## પાપ સ્મરણમાં સાંત્વન.

ઘણાં કામ ખોટાં થયે રોજ મોટાં,
મહા દોષ સાથે ચડે લેખ માથે;
નમી દીન માનું, મહા પાપ જાણું,
બધી વાત મારી થઈ છે નઠારી. ૧

દયા તો સંભારી સ્મરૂં વાત મારી
યહોવાજ કે છે મને તે ચહે છે.
વિકારો ઘટાડી, નિરાશા મટાડી,
મને તે ચલાવે સુવાર્તા ઠરાવે. ૨

ભરોસો કરીને, કરેલું ધરીને,
સદા હર્ષ જાણું થયું ત્રાણ માનું,
તજી શોક ખોટો, કરૂં હર્ષ મોટો.
થઈ સ્વર્ગવાસી રહું તાં પ્રકાશી. ૩

## ૮૯ કોઈથી પ્રભુના લોકોનો નાશ થાય નહિ.

**સવૈયા બત્રીશી;** ઇંદ્રવિજય.

–υυ–υυ–υυ–υυ' –υυ–υυ–υυ––

લોક કરે છુલ, પૂર્ણ કરે બળ, ભાવ વિનાશ ખરો કરવાનો;
તો પણ ઈશ્વરનું શુભ ધારણ વ્યર્થ વિલંબ કરે નહિ માનો.
નારક રાય પ્રયત્ન કરે બહુ, પૂર્ણ પ્રહાર ચહે સહુ જાણો;
તો પણ શિષ્ય વૃથા પડશે નહિ, નિશ્ચળઈશ્વર બોલ વખાણો. ૧

છો, હરતાં તન ને વહુ, બાળક, દ્રવ્ય,ઘરો, સહુ વસ્તુજ સારી;
વસ્તુ ન રે હરનાર કણે સ્થિર, સર્વ અદૃષ્ટ થઈજ જનારી.
ઈશ્વરની નગરી ટળશે નહિ, રેજ નિરંતર વૈભવ જારી;
માટ તમો જન શાંત ધરો મન, શૂર થજો બહુ ધીરજ ધારી. ૨

---

## ૯૦ ઇશ્વર વિષે.

**હિંદવી રાગ.** પૌમાવતી છુંદ; ૪ ૪ ૪ ૪' ૪ ૪ ૪ – –

ઈશ્વર પૂર્ણ કૃપા કરનારો, તેના પ્રેમસુ થાઓ ઉલ્લાસી ટેક.

કો જણ તેનો આદિ ન શોધે; તેના ગુણ છે અમિત પ્રકાશી.
ત્રીલોક મંડળ તેણે કીધાં; અગમ પ્રકાશતણા તે વાસી. ઈ૦

નબળા, બળિયા, તે સહુ સરખા નિસ્સત તે સહુ જાશે નાસી;
અક્ષય, માનો ઈશ્વર મહિમા; થાય ન તેનું રાજ વિનાશી. ઈ૦

અંત દિને, જગ સહુ બળી જાશે ટળશે રવિ, શશિ, બારે રાશી.
ઈશ્વર આશ્રો, માનવ, લે તું; આશ અટળ રેશે તુજ ખાસી. ઈ૦

## ૯૧ સૃષ્ટિજન્ય ઈશ્વરજ્ઞાન.

વિશેષક છંદ ; – ᴗ ᴗ – ᴗ ᴗ – ᴗ ᴗ – ᴗ ᴗ – ᴗ ᴗ –

ઈશ્વરનાં બળ જ્ઞાન મળી સહુ સૃષ્ટિ કરી ;
તો શુભ ગાન પ્રમાન કરૂં, કૃત ધ્યાન ધરી.
પર્વતના શિખરો ગગને અતિ ઉચ્ચ ચડે ;
તે રચના સહુ ઈશ્વર હસ્ત ઉતંગ ઘડે.
સાગર સર્વ અગાધ સ્થળે પરિપૂર્ણ હશે ;
તે પ્રભુના બળથી નિજ ઠામ તજી ન ખશે.
વ્યોમ વિષે બળ છે બહુ, જ્યાં રવિ ચંદ્ર ફરે ;
મંડળની રચના રચતાં પ્રભુ વિશ્વ ધરે. ૧

ઈશ્વરના બહુ જ્ઞાનથકી ઋતું રીતિ કરી ;
એક પછી ઋતુ જાય બીજે ગતિ યોગ્ય ધરી.
એમજ, રાત ગયે, રવિ પૂર્ણ પ્રકાશ કરે ;
સાગરમાં જળ પૂર થયા પર ઓટ ફરે.
કામતણા દિનમાં, પશુ માનવ થાક સહે ;
થાક પછી, સુવિરામતણી પ્રભુ રાત દહે.
જો, પરિપૂર્ણ વિજ્ઞાન જણાયજ વિશ્વ વિષે,–
નેણથકીજ વિચાર કરે સહુ લોક શીખે. ૨

માનવ જાત શરીર વિષે સુવિચાર કરૂં.
દેહતણી શુભ ગોઠવણે અતિ જ્ઞાન ખરૂં.
બંધન, જો, પગથી શિર સૂધી હજાર મળે ;
તો પણ એકજ અર્થ ધરી સહુ સાથ ભળે.

અન્ન પચી, રસ રક્ત થઈ, નસ માંસ થશે ;
નિત્ય, રગેરગ રક્ત, ફરે મુખ શ્વાસ જશે.
એમ થશે તન, જાં લગ જીવ ટકે ફરતે.
જે દિન બંધ થશે સહુ ધૂળ મળે મરતે. ૩

જ્યાં બળ ગ્નાન બરાં, શુભતા પરિપૂર્ણ ખરી.
ઈશ્વરના સુગુણે સહુ સૃષ્ટિ જણાય ભરી.
સૂર્ય દિને, શશિ રાત થયે ચળકે ગગને,
જ્યોતિ વિષે સહુ વિશ્વ કરે અતિ હર્ષ ઘણે.
ભૂ રમણીય અને રળિયાત જણાય ઘણી ;
વાચ્ય વિના પણ સર્વ કહે "ગુણ પૂર્ણ ધણી."
ઝાડતણાં ફળ ફૂલ વિષે ગુણ સાર ઠરે.
વાસ વગે સહુ જીવતણો ખપ તૃપ્ત કરે. ૪

તો કરતારતણો મહિમા પરિપૂર્ણ ધરૂં,
વિશ્વ વિષે સુવિચાર કરી દૃઢ ભક્તિ કરૂં,
બીક તજું, બળ ઈશ્વરનું અતિ યોગ્ય ધરી ;
સંશય દૂર કરૂં, પ્રભુનું પરિગ્નાન સ્મરી ;
ભાવ ધરૂં, ભગવાનતણો શુભ પ્રેમ લહી ;
ધીરજથી સત સેવ કરૂં, પ્રભુ દાસ થઈ ;
ન્યાય કરૂં સહુ કામ વિષે, અતિ શુદ્ધ રૂઊં ;
પૂર્ણ પવિત્ર સદાય રહી, સત ચાલ જઊં. ૫

એમ વિચાર કરી, મન નિત્ય ઠરાવ કરે ;
તો પણ પાપ થતું ; મન તે ગમ નિત્ય ફરે.
યોગ્ય ધરૂં, મન માન્ય કરે, પણ દુષ્ટ થતું.
સર્વ ઠરાવ વૃથા, અવળું મન સર્વ જતું.

માનવ તો ભટકે સહુ, એમજ ભૂલ કરી;
પુણ્ય તજી, નર પાતક સત્ય કરે ન ફરી.
એ પરથી મનમાં અકળામણ થાય વડી,
શાંતિ ન'તી ઘટમાં પણ એક ઘડી. ૬

શાસ્ત્રતણું શુભ જ્ઞાન થતાંજ અધીર વધી,
એ પર કે, પ્રભુ દુષ્ટ વિષે ન પ્રસન્ન કદી;
પાપ વિષે નિજ તાપ પવિત્ર સદાય બળે,
ઈશ્વર સમ્મુખ પાતકને ટકવું ન મળે.
જાણ થયું સત, કે પ્રભુનીમ ખસે ન કદા;
અંતરનું સહુ ચિત્ત ચહે પરિ શુદ્ધ સદા.
એ પર નીમ વિષે મજમાં બહુ દ્વેષ ચડે.
શુદ્ધ વિરુદ્ધ પ્રયુદ્ધ કરું, મન દ્વેષ વડે. ૭

એમ વિરુદ્ધ થઈ, મજ ઈષ્ટ કરી કરતો;
તોપણ શાંતિ વિના, અણતૃપ્ત રહી ફરતો;
આ સમયે, શુભ વાત ફરી મજ કાન પડી,
કે પ્રભુથીજ પ્રસિદ્ધ થઈ નિજ પ્રીતિ વડી.
ત્રાણ વિષે શુભ વાતથકી મન શાંત થયું.
કે પરિપૂર્ણ ઉપાય થયે, સહુ પાપ ગયું.
ખ્રીસ્તથકી અપરાધતણો સહુ દોશ ટળ્યો,
પાપ નિવારણમાં પરિશુદ્ધજ ન્યાય મળ્યો. ૮

ધન્ય, ત્રિધન્ય, સદા, શુભ વાક્ય મનાય સહી.
દ્વેષ ગયો; મન બીક મટી; બહુ પ્રીતિ થઈ.
વાક્ય પ્રવેશ કરે, ઘટમાં સત જાણ થયું.
જન્મ સ્વભાવતણું અવળું મન સર્વ ગયું.

તે દિનથી અતિ હર્ષ કરી શુભ માર્ગ ધર્યો,
સર્વ સુચાલ વિષે મન પૂર્ણ પ્રયત્ન કર્યો.
ખ્રીસ્ત કરે મજ તારણ, એજ સદાય ધરૂં,
તો નબળો પણ શક્તિ લહી જય પૂર્ણ કરૂં. ૯

## ૯૨ પ્રભુનો અજીત પ્રેમ.

અજીત છંદ; ૪ ૪ ૪' ૪ ૪ ૨ ૧

પ્રેમ અજીત હું ગાઉં પ્રભુનો મોટો પ્રેમ;
અનાદિ તોય નવો જે, કો બૂઝે તે નેમ!,
કોના મનમાં આવે, કોણ કરે તે મૂલ્ય,
નજર નથી પોંચાતી, આ તો પ્રેમ અતુલ્ય. ૧

પ્રેમ ઘણો તે 'ઉંડો, ખરો અત્યંત અપાર,
આનાદ્યનંત અચળ છે,' ખૂટી તે ન જનાર;
થયો ન બીજાથી તે, ઉપજ્યો આપો આપ,
પોતાથી જ ઝરે છે, જેવો જ્યોતિ પ્રતાપ. ૨

ક્લેશ થશે જો મનમાં, તન રોગી જો થાય,
જંપું નહિ જો રાતે, દિનમાં મન અકળાય,
પ્રભુના પ્રેમ થકી તો, ઉપજે નિત્ય નિરાંત,
તેને સ્મરતી વેળા, શીતળ આવે શાંત. ૩

વિશ્વે રમતો વ્યાપે, ઈશ્વરનો આ પ્રેમ,
જે જે વસ્તુ વિચારૂં, તે તેમાં તે નેમ.
વ્યોમ વિષે દીસે છે, ધરતીમાં વિસ્તાર,
સાગરમાં છે પૂરો, જ્યાં પણ જળની ધાર. ૪

ફૂલામાં ફૂલ છે, વૃખમાં તેની છાપ,
વાતા વામાં તે છે; જુઓ પ્રેમ પ્રતાપ.
પક્ષી પળ પળ બોલે, ગાતાં પ્રેમ વખાણ;
ऋतु બદલી દેખાડે, પ્રેમતણાજ પ્રમાણ. ૫

સૃષ્ટિ બધીમાં એવું, પ્રભુનો પ્રેમ મનાય,
પણ જો જારે જોઉં, જ્યાં વધસ્તંભ જણાય,
ત્યાં પૂરૂં દીસે છે પ્રેમતણું શુભ રૂપ,
દર્શાયો ત્યાં પૂરો પ્રેમતણો મજ બૂપ. ૬

ગભાણમાં પોઢેલા બાળકમાં દેખાય,
નજરથમાં ઉછરેલા પુત્ર વિષે લેવાય.
સાલમ કાજે ડરતાં, જોઈ અવળા લોક,
લાજરસની પણ ગોરે, અંતર આણી શોક, ૭

ગેથસેમનીને બાગે રક્તતણો પણ ઘામ,
અણઘટ નિંદા સેતાં શિર યાજકને ધામ,
પિલાત આગળ આવી સેતાં અકથ અન્યાય,
ત્યાંથી થંભ લઈને, વધસ્થાને જ્યમ જાય, ૮

ત્યાં પોંચી પણ સેતાં, ક્રૂર મરણનો દંડ,
એ સર્વમાં જોઉં પૂરો પ્રેમ અખંડ. ૯

---

## ૯૩ વિશ્વાસયુક્ત ઠરાવ.

રૂચિરા છંદ: ૪ ૪ ૪ ૪' ૪ ૪ ૪ –

આવો, ઈસુ, જગના રાજા, ભાવ કરીને મન આલું,
સતપથની જે રૂડી રીતો, અંતર લે તે સહુ પાળું.

સેવા કરતાં સંધું ત્યાગું, કશું ન રાખું મજ કાજે,
સતપથ જીવન તુંમાં જાણી, સેવ કરૂં હું મન સાજે.

ઘટ ભીતરથી ખટપટ ટાલું, સેવા સાચી મન ધારૂં,
ઇશ દેખી શીશ નમાવું, હર્ષે અર્પું તન મારૂં.

ઊર પ્રેમી સેજ બિછાવું, સંગત જોડું તુજ સાથે,
જ્ઞાનતણી મન જોત લગાડું, અધ હું ત્યાગું મજ હાથે.

શુદ્ધ ભક્તિ અભુષણ જાણી, શાંતિ ધરૂં બહુ મન મારે,
સહન કરીને સહુનું સાંખું, પ્રભુ બાળક છું જગ ધારે.

સહુ સંગે સત પ્રેમે ચાલું, પિતાતણું હું મન રાખું,
કે તે સાચો પૂર્ણ દયાળું, હું પણ તેના ગુણ ભાખું.

દાસો આવી ઇશ પાસે, લેજો રૂડું મન માગી,
જગમાં તેનું માન કરાવો, તે તમને દે નહિ ત્યાગી

રા. ક.

---

## ૯૪ શ્રમ કરવા વિષે.

તોટક છંદ. ⏑⏑–⏑⏑–⏑⏑–⏑⏑–

શ્રમ નિત્ય કરો. પળ આ ટળશે. પળ જાય ન હાથ ફરી મળશે.
શ્રમ રોજ કરો તમ ભાવ કરી; જગ તારણ કાજ ઉમંગ ધરી.

રજની ઝટ વેગ થકી પડશે; તવ કામ તણી પળ ના જડશે.
ધન દેવ કહે, તન કામ કરો; જન જે મનમાં તમ આશ ધરો.

પરિપૂર્ણ થશો, મજ દાન થકી; શ્રમ આજ કરો પળ જાય નકી.
મન ભંગ થશે તન થાક વડે; પરલોક તણું સુખ ધામ જડે.

શ્રમ એજ કરો શુભ અર્થ ભજો; જન દોષ ટળે મન શાંત વળે.
પણ ખ્રીસ્ત તણોજ ઉતંગ કહી; ભવ તારક વાટજ ખ્રીસ્ત સહી.

જયકાર થશે બહુ ખ્રીસ્ત ભણી; જગ શીર ધ્વજા ઉડશેજ ઘણી.
શ્રમ પૂર્ણ કરો બળ ગ્નાન મળી; ઘટ જાય મટી પળ એજ ટળી.
ભા૦૨૦

## ૯૫ પ્રાર્થના.

પ્રભુ મજ, તારણ દે પતિતોને,—તારણ દે પતિતોને
પ્રભુ મજ તારણ દે પતિતોને. ટેક.

પુણ્ય નથી પ્રભુ મારી પાસે; પાપ ઘણાં મજ માથે. પ્રભુ૦
નિશદિનના તો બહુ અપરાધે, છું અતિ દોષિત સાથે. પ્રભુ૦
વૈદ્ય નથી પ્રભુ તુજ વિણ કોઈ; સાજો કર સહુ વાતે. પ્રભુ૦
સર્વ સમર્થ ખરો તું ત્રાતા, રાખ મને તુજ હાથે. પ્રભુ૦
શું કરવું તે કે, પ્રભુ નાથા, મુર્ખ ઘણો છું જાતે. પ્રભુ૦
તુજ સ્તવનો હું ત્યારે ગાઉં, સંતોની સંઘાતે. પ્રભુ૦

## ૯૬ શાંત્યભિલાષ.

પ્રભુ મજ, આપ ખરી તુજ શાંતિ, આપ ખરી તુજ શાંતિ.
પ્રભુ મજ, આપ ખરી તુજ શાંતિ. ટેક.

મેલ ઘણો જગ શાંતિ વિષે છે, નિત્ય કરાવે વાંતિ. પ્રભુ૦
પણ જેમાં તું શાંતિ કરાવે, કેવી તેની કાંતિ! પ્રભુ૦
શાંતિયકી કર દૃઢ મન મારૂં, કાઢ બધી મજ ભ્રાંતિ. પ્રભુ૦
કાંકે સ્વરનું સૌખ્ય જણાવે તુજ આપેલી શાંતિ. પ્રભુ૦

# काव्यार्पण.

## धर्म गीत. भाग बीजो: अंग्रेजी राग प्रकरण.



### ૯૭ (૧) હર્ષે પ્રભુની સેવા કરવી. ૮ સ્વરો.

ગાતાં ગાતાં બધા આવો, અમર રાગનાં ગીતો ગાઓ
દેવનો મોટો પ્રેમ વખાણો, તેનાં મોટાં કામો માનો. ૧

બાપના પ્રેમે ખબર લીધી, ખ્રીસ્તને એવી આજ્ઞા દીધી,
ડૂબેલાના તારનાર થાઓ, પાપીઓનો ઉદ્ધાર લાવો. ૨

મોતના માર્ગથી તેમને વારો, વેરીઓના હાથથી તારો,
સતના ધારાઓ જણાવો, સુખને ચીજ તેમને લાવો. ૩

હવે પાપી લોકો, માનો; એનો પૂરો ઉદ્ધાર જાણો,
હર્ષે પ્રેમની વાતો ઝાલો, હર્ષે પ્રેમની સલ્લા પાળો. ૪

આવો ને ભરોસો રાખો, ખ્રીસ્ત પર જીવનો બોજો નાંખો.
તે તમારાં દુ:ખો લેશે, ને તમોને શાંતિ દેશે. ૫

હે યહોવા, તારી વાણી અમે સાંભળી, અને માની;
તું આપે તે અમે લઈએ, તું માગે તે અમે દઈએ. ૬

ક્લાર્કસન.

## ૯૮ (૨) ભરોંસાનું કારણ. ૮ સ્વરો.

નાના, મોટાં, બધાં આવો, હર્ષે ખ્રીસ્તનાં ગીતો ગાઓ.
સ્વર્ગે ઉંચો તે ગયો છે, સૌનો રાજા તે થયો છે. ૧

બધા શત્રુઓને કાડી, ને શેતાનને હેઠાં પાડી,
મોતના બંધથી છુટી ગયો, મરણનો મારનારો થયો. ૨

તેણે જગમાં દુઃખો સહ્યાં, ઘણાં સંકટ તેને થયાં;
પછી મહિમાએ પેંઠો, ને આકાશી રાજમાં બેઠો. ૩

પ્રભુઓનો પ્રભુ થયો, રાજાઓનો રાજા રહ્યો.
તે જાણીને સૌ વખાણો, હર્ષે તમે તેને માનો. ૪

ફ્લા.

---

## ૯૯ (૩) સભામાં બેસનારાને ઉપદેશ. ૬ સ્વરો.

સભા મધે આવો. યહોવાને માનો.
દેવની સ્તુતિ ગાઓ. યહોવાને માનો.
મન ઠેકાણે રાખી,
ભૂલને વેગળીનાંખી,
સતના ધારા તાકી, યહોવાને માનો. ૧

ભૂલની ઊંઘથી જાગતાં, યહોવાને માનો.
પાપની માફી માગતાં, યહોવાને માનો.
પાપ પસ્તાવો કરી,
બધાં પાપથી ફરી,
ખ્રીસ્ત ઈસુને ધરી, યહોવાને માનો. ૨

પાપનો અપકાર જાણતાં, યહોવાને માનો.
દેવનો ઉપકાર માનતાં, યહોવાને માનો.
દેવનો મિલાપ ચાહી,
આત્મિક અંનને ખાઈ,
સ્વર્ગી મનના થાઈ, યહોવાને માનો. ૩

---

૧૦૦ (૪) પ્રભુને વખાણવાનું કારણ. ૮, ૪ સ્વરો.

દેવને, સર્વ લોક, વખાણો. હાલિલૂયા.
તેના ગુણો સર્વ જાણો. હાલિલૂયા.
તેણે માણસને સંભાર્યાં,
પાપના મારથી તેમને વારચાં,
દોરાના દંડથી તેમને તારચાં. હાલિલૂયા. ૧

બાપને ઘણી સેવા આપો. હાલિલૂયા.
તેના બળની આગળ કાંપો. હાલિલૂયા.
મોટા બળમાં તે ફરેછે,
અદ્ભુત કામો તે કરેછે,
સૌમાં ધાસ્તી તે ભરેછે. હાલિલૂયા. ૨

સંધા સુતનું સ્તવન ગાઓ. હાલિલૂયા.
સર્વ તેને શરણે આવો. હાલિલૂયા.
બીકના કારણ તે કપાવે,
પાપથી ઉદ્ધાર તે સ્થપાવે,
બાપની સંગત તે અપાવે, હાલિલૂયા. ૩

દેવનો આત્મા, સર્વે, માગો. હાલિલૂયા.
તેની કૃણી કરવા લાગો. હાલિલૂયા.
શુદ્ધ વિચારે મન ભરાવે,
સતનાં કામો તે કરાવે,
સ્વર્ગી અંનથી તે ધરાવે. હાલિલૂયા. ૪

૧૦૧ (૫) વિશ્રામવાર. ૮ સ્વર.

આજ તારનારનો દહાડો આવ્યો,
તેણે આપણો બોજ ઉઠાવ્યો,
માથું નામી મરી ગયો,
પછી પાછો જીવતો થયો. ૧

આજ તારનારનું છે સંભારણ,
તેણે કીધું પાપ નિવારણ,
તેને નામે ભેળા થઈયે,
અને તેનાં ગીતો ગાઈયે. ૨

આજ તારનારનો છે વિશામો;
આવો, ભાઈઓ, છૂટકો પામો;
શેતાન દુનિયાં દેહનો બોજો,
ઉતારીને મોકળા હોજો. ૩

આજ પ્રભુનું પર્વ પવિત્ર,
આવો સહુ વિશ્વાસી મિત્ર,
પાપ સંબંધી મરીજઈયે,
પુન સંબંધી જીવતા થઈયે. ૪ ગ્લાસગો.

## ૧૦૨ (૬) ખ્રીસ્તના જેવો કોઈ નથી. ૮ સ્વરો.

ખ્રીસ્તની ઉપમા શાથી દઈએ? તેના પ્રમાણ શાથી લઈએ?
તેના કોણ સદ્‌ગુણો જાણે? પૂરૂં તેનું જાણ કોણ આણે? ૧

સૂરજ જેવા ખ્રીસ્ત પ્રકાશી; મનને આપે જ્ઞાન આકાશી;
પાપના અંધકારને ટાળે; પવિત્રાઈનો આનંદ ઘાલે. ૨

ખ્રીસ્ત છે રોટલા પણ આકાશી; જીવન આપે અવિનાશી.
જીવતો રોટલો સદા ખાઓ, મોતના બળથી છૂટા થાઓ. ૩

જીવતું ઝરણ ખ્રીસ્તને જાણી, ના ખૂટનારૂં પીઓ પાણી.
તર્ષ ન લાગે તમને કદી, તમમાં વૃઝે જીવતી નદી. ૪

ખ્રીસ્ત છે પાપનો જગન ખરો, તેને લોહીએ પાપથી તરો.
તેનો વિશ્વાસ હેતે રાખો; બધાં કલંક તે પર નાંખો. ૫

ખ્રીસ્ત છે મોટા પત્થર જેવા, ઘરનો પાયો તે પર દેવા,
પૂરો વિશ્વાસ તે પર નાંખું, ને ઉદ્ધારની આશા રાખું. ૬

એ ઉપરાંત પણ ગુણ અપારજ, ક્યાંથી લાવિયે તે સુમારજ?
આખી સૃષ્ટિ શોધતાં થઈયે અજાણના અજાણજ રહિયે. ૭

ક્લાર્કસન.

---

## ૧૦૩ (૭) પ્રાર્થના. ૮, ૭, ૪. સ્વરો.

ઓ યહોવા, સર્વ ત્રાણી, તારે પ્રેમે મને પાળ,
હું છું નિર્બળ દુર્બળ પ્રાણી, તારે હાથે મને ઝાલ.
ત્રાતા બળવંત, તું થા મારૂં બળ અનંત. ૧

આશા વગર હું મરૂંછું, લોકમાં નથી ઠામ કે ઘર,
હું નિરાશમાં રોજ ફરૂંછું, જાણે લાચાર મુસાફર.
સ્વર્ગી આહાર, તું થા મારો અંનદાતાર. ૨

જીવતા જળનું ઝરણ ખોલજે, સ્વર્ગી જીવનનો આપનાર
દિલમાં તું દિલાસો બોલજે, ખરાસુખમાં તું સ્થાપનાર
આકાશીબાપ, નામ દિકરાનું મને આપ. ૩

જીવ જાં સુધી મને રૈશે, તારા પ્રેમથી મને ધર;
જ્યારે મરણ જીવને લેશે, સ્વર્ગ આપજે મને ઘર.
સુખી થાઉં કીર્તન હું સદા ગાઉં ૪

---

## ૧૦૪ (૮) પરીક્ષાનાં સારાં ફળો. ૮, સ્વરો.

આશિરારૂપી સંકટ માનો, તેના ગુણો આત્મિક જાણો.
કડવા સાથે મીઠું મળે; રડવા જોડે હરખ ભળે.
ખ્રીસ્તી જેમ પરીક્ષા ખમે, તેનું ચંચળ મન તેમ સમે,
ભક્તિમાં તે સ્થિરતા પામે, નિરાંત બેસે સુખને ઠામે; ૧

દૈવિક ગુણ તે પોતે જાણે; ઈશ્વર તેને ધનવાન માને;
પ્રભુ તેને વર્દાન આપે; તેની રાહ પણ સદા સ્થાપે;
આત્મિક ગુણો વત્તા થશે, દૈહિક ગુણો ઘટી જશે;
સ્મરણ જગત પર ન રૈશે, અંતઃકરણ ઈશ્વર પર બેસશે. ૨

સંકટથી પણ ધીરજ ઉપજે, પૂરી આશા વળતી નિપજે;
અનુભવ પછવાડે થશે, શરમ વેગળી સદા જશે.
દુઃખને તો દુખી ન ધારજો, એમ નિરાશાને તમે મારજો.
અંત પર્યંત જે અચળ રૈશે, હર્ખે તાજ આકાશી લેશે. ૩

ક્લાર્કસન.

## ૧૦૫ (૯) પ્રભુવાર વિશે ઉપદેશ. ૮, સ્વરો.

ઊગ્યો દાહાડો આજ તારનારનો, ફળ્યો ઉપાય આજ ઉદ્ધારનો;
ભાઈઓ, આપણે એકઠા મળિયે, ભાવે આપણે ભેળા ભળિયે. ૧

ઊગ્યો દાહાડો આજ તારનારનો, ફળ્યો ઉપાય આજ ઉદ્ધારનો;
પ્રેમ આનંદમાં બધા રહિયે, વત્તા ભાવિક આપણે થઈયે. ૨

ઊગ્યો દાહાડો આજ તારનારનો, ફળ્યો ઉપાય આજ ઉદ્ધારનો;
આવો મનથી સંસાર પાડિયે, આવો સ્વર્ગે ચિત્ત લગાડિયે. ૩

ઊગ્યો દાહાડો આજ તારનારનો, ફળ્યો ઉપાય આજ ઉદ્ધારનો;
સ્તુતિ કર્તાં નમી ભજીયે, ચંચળ વિચારો પણ તજીયે. ૪

ઊગ્યો દાહાડો આજ તારનારનો, ફળ્યો ઉપાય આજ ઉદ્ધારનો,
પાપ સંબંધી મરી જઈયે, પુણ્ય સંબંધી જીવતા થઈયે. ૫

ક્લાર્કસન.

---

## ૧૦૬ (૧૦) પ્રભુ આગળ કોણ ઉભો રે. ૮, સ્વરો.

હે પ્રભુ, ઈશ્વર અમારો, દીન વિનંતિ સાંભળનારો,
તારે શુદ્ધ પવિત્ર ઠામે કહ્યું માણસ વસ્તી પામે? ૧

પાપથી વેગળો જે થએલો, દોષથી જુદો જે રહેલો,
જેનાં કલંક ન મનાશે, જેનાં પાપ પણ ન ગણાશે. ૨

જૂઠી વાતો નહિ કરનારો, જૂઠા સોગનથી ડરનારો,
લોભને મનથી દૂર નાંખનારો, દેવ પર સંતોષ પણ રાખનારો. ૩

જેની દૃષ્ટિ શુદ્ધ હોય નિતજ, સ્વર્ગે લગાડેલું ચિત્તજ,
દેવના દિકરાને જાણનારો, ને શુદ્ધાત્માને માનનારો. ૪

ભાઈપર પ્રીતિ નિત કરનારો, વેરથી, દ્વેષથી છેક ફરનારો,
કપટ, કીનો, ક્રોધ, વગરનો, જેનો ભાવ હોય પ્રભુપરનો. ૫

તેવું માણસ તારે શરણે, આનંદ પામે અંતઃકરણે,
સર્વકાળ તે તારે નામે, પૂરા ભાગ ઉદ્ધારનો પામે. ૬

એવું મન તમારૂં થવું, એવું જોઈએ મૂળથી નવું,
માટે નિત વિનંતિ કરવી, ને પ્રભુની આશા ધરવી. ૭

કલાર્કસન.

---

## ૧૦૭ (૧૧) ઈશુનો પ્રેમ. ૮, ૬ સ્વરો.

હે મારા તારનાર, તારો પ્રેમ છે પૂરો, છે અમર;
તેં પ્રેમ અપાર, અનંત, અવશ્ય, દેખાડ્યો મારા પર.
હું મારૂં મન, ને મારૂં ધન, જે હોય મારી કણે,
ને મારો જીવ, ને મનનો ભાવ, સૌ સોંપુંછું તને. ૧

પરાત્પરની જે યોગ્યતા હું તારામાં દેખું,
હું તેના ઉપર ધ્યાન ધરી સૌ ભરોસો ટેકું.
શરમનો પણ જે મર્ણસ્તંભ તેં રાજીથી સહ્યો,
તે સંભારી મારો આત્મા પ્રેમે ભરપૂર થયો. ૨

પરાત્પર દેવના રૂપમાં તું આકાશમાં ફેરતો તાજ,
ને તારા બળથી સૃષ્ટિનું તું સૌ ચલાવતો કાજ.
પણ આકાશ મૂકી, પૃથ્વી પર તેં માણસરૂપ ધરચું,
ને માણસ જાતનાં દુઃખ સહી, મોટું રક્ષણ કરચું. ૩

બધી વાતોમાં માણસ થઈ, તેં લીધો પાપનો શ્રાપ,
પણ એકજ વાતમાં ફેર હતો, કે ન'તું તુંમાં પાપ.
તેં તાજ મૂકીને શ્રાપ લીધો, કે માણસ પામે ગુણ,
જેમ હતો દૂર, તેમ પાસે થાય, ને પાપને કાઢે પુણ. ૪

કે પ્રેમ, વિશ્વાસ, ને નમ્રતા, સર્વ આત્મિક શૃંગાર,
અમે તારાથી પામીને લઈએ તારો ઉદ્ધાર ;
કે તેજથી પામતા વત્તું તેજ, જેમ તારૂં રાખિયે ધ્યાન,
અમારા આત્મિક ગુણ વધે, વધે આકાશાનું જ્ઞાન. ૫

હે પ્રભુ, મારા હૈયામાં, હું રાખું તારૂં સ્મરણ.
ને મારા જીવના દાહાડામાં, ન ભૂલું તારૂં મરણ.
ને તારે મનોહર નામે, હું સદા પામું હર્ષ.
વચનનો ભરોસો રાખી, કદી ના બીહું નરક. ૬

---

## ૧૦૮ (૧૨) બીક ને ઠપકો. ૭, ૬ સ્વરો.

રે જીવ તું કેમ થાકેલા? ને કેમ નિરાશ છે આજ?
ચિંતાએ કેમ ભરેલા? શું દુઃખમાં નથી તાજ? ૧

ઈસૂએ તને શોધ્યો, ને આપ્યું તને સુખ.
તેણે તો નથી છોડયો, તો કેમ થાએછે દુઃખ? ૨

જે દેવ તને તાણ્યો, તે પર ભરોસો ધાલ.
જે પ્રેમ તને આણ્યો, સ્થિર રાખે સદાકાળ. ૩

આ દુઃખની રાત તો જશે, સવારમાં થાય આનંદ.
આંશુની આંખથી થશે, જે કરે બહુ પસંદ. ૪

## ૧૦૯ (૧૩) દાઉદનું પેહેલું ગીત. ૮ સ્વરો.

દુષ્ટને મતે જે ન ચાલે, ન પાપીના ધારા પાળે,
ન નિંદકને ઠામે બેસે, તેને પ્રભુ ધનવાન કેહેશે.
ભાવે શાસ્ત્ર જે સંભારે, રાત દિન હૈયામાં વિચારે,
નાળે ઉગતા ઝાડના જેવું, ઋતે ફળ તે આપે તેવું. ૧

તેનાં પાન ન ખરે કદી, તેની રાહ થાય સફળ બધી.
દુષ્ટો એવા તો ન થશે, ભુંસા સર્ખા ઉડી જશે,
પંચમાં દુષ્ટ ઉભા ન રેહેશે, સત સભામાં પણ ન બેસે.
દેવ સાચાની ચાલ જાણેછે દુષ્ટની ચાલ તો નાશ આણેછે. ૨

---

## ૧૧૦ (૧૪) સુવાર્ત્તા પ્રગટ થઈ. ૭, ૬ સ્વરો.

આકાશથી દેવ કહ્યું, દયા પ્રગટ કરાય.
સંપૂરણ તારણ થયું, હવે ન લોક મરાય. ૧

આકાશી દૂતો માને, લોકોમાં થશે જાણ;
વિવકી સર્વે જાણે, હું સદા સ્તુતિવાન. ૨

પણ માણસ થયું પાપી, ને ભુંડું તેનું મન,
મૂર્ત્તિની પૂજા સ્થાપી, સંધા થયા દુર્જન. ૩

મેં માણસ કરવું સુખી, પવિત્ર તેનું જાણ;
આદનમાં તેને મુકી, તાં આપ્યું મેં વર્દાન. ૪

પણ ભુંડો વિચાર પેઠો, ને થઈ તેથી ભૂલ.
ને પાપમાં માણસ બેઠો, ને આસન થયું ધૂળ. ૫

શેતાનની વાતો માની, તેલાવ્યો માથે નાશ.
જ્ઞાનની વાતો ન જાણી, તેણે ખોયું આકાશ. ૬

પણ દેવે પ્રેમે ભરી, ન થવા દિધો નાશ,
ઉદ્ધારનો ઉપાય કરી, તે કે છે આવ આકાશ. ૭

ઉદ્ધારની, રે, ઉદ્ધારની, આ ખબર દૂર ફેલાવ,
જગતના એક તારનારની સર્વેને વાત શીખાવ. ૮

---

## ૧૧૧ (૧૫) જૂનો ભાવ, ને નવો ભાવ. ૮, ૬ સ્વરો.

જૂનું મન જગતને ચાહે, તેને વાલું જાણે;
પણ ન કોઈ વાત તેની માંહે, મને આનંદ આણે.
પેલા તેનાં કામ અવર્થા લાગતાં મને મીઠાં,
આવ્યા પછી મનમાં કર્ત્તા, મેં સૌ ઠાલાં દીઠાં. ૧

કોઈ ન સુખ ન શાંતિ મળે લૌકિક વાતો માંહે,
દેવના પ્રેમથી દુઃખો ટળે, જીવને શાંતિ થાએ.
રાતની વેળા ચળકે તારા, દાહાડે ના રે એકે,
એમજ ખ્રીસ્તના સુખ પામનારા તેનોજ પ્રકાશ દેખે. ૨

દાહાડા આગળ તારા નાસશે, સુરજ સૌ સંતાડે.
એમજ બીજા સુખને થશે, ખ્રીસ્ત જો પ્રકાશ પાડે,
ખ્રીસ્તને શરણે આવી બેસી, તેનો પ્રતાપ જાણું.
તેના રાજના સુખમાં પેસી, તેનોજ ઉપકાર માનું. ૩

---

## ૧૧૨ (૧૬) ઈસૂની પ્રાર્થના. ૬ સ્વરો.

ઈસુ, સામર્થ તારૂં, મન નવું કરનારૂં,
મારૂં મન બદલાવે, ને નવું કરાવે.
વ્હાલાં પાપથી ફરવા, તારી ઈચ્છા કરવા,
નવા ભાવ કરાવે, નમ્રતા ઠરાવે. ૧

પોતે નીચ છું જાણું, બીજા મોટા માનું,
પોતે ઓછું ચાહું, બીજાને અપાવું.
મનમાંથી ગર્વ કાઢી, પોતાપણું પાડી,
મન ઉદાર કરાવો, દયામાં ચલાવો. ૨

તારે માર્ગે ચાલું, તારાં પગલાં પાળું.
માટે શક્તિ આપો, સતને માર્ગ સ્થાપો.
ઈસુ શક્તિ તારી, મન નવું કરનારી,
મારૂં મન બદલાવે ને નવું કરાવે. ૩

---

## ૧૧૩ (૧૭) ભાઈ ભાઈમાં પ્રેમ વિષે પ્રાર્થના. ૬ સ્વરો.

હે ત્રાતા, દયા કર, અમારી વચમાં આવ,
આ લોકમાં પ્રીતિ ભર, કે શાંતિ સદા થાઓ.
સૌ કજિયા, ટંટા જાય, ને બધા કોપની વાત,
કે અમમાં ખ્રીસ્ત દેખાય ને અમે તેની જાત. ૧

ભાઈભાઈનીવચ્ચે પ્રેમ ખરાપણે ઉપજાવ,
કે એકજ અંગ હોય જેમ અમારૂં એકમનથાઓ.
ને એકપણાનાં ફળ, અમોમાં ઘણાં થાઓ,
કે નબળા પામી બળ, સૌ સાથે દોડતા જાઓ. ૨

## ૧૧૪ (૧૮) પ્રભુ પર ભરેસો. ૭ સ્વરો.

મારો જીવ, ને મારૂં તન, મારો આત્મા, મારૂં મન,
મારૂં સુખ, ને મારૂં બળ, મારા જીવનાં બધાં ફળ,
બધાં દેવનાં મોટાં દાન- દેવ દાતાર ને કૃપાવાન;
તેણેજ આપ્યાં બધાં સુખ, ને ધરાવી મનની ભૂખ. ૧

પણ જો હવે મારો નાથ ફેરવી નાંખે તેનો હાથ,
વેગળાં કરી મારાં સુખ, મારે માથે લાવે દુઃખ;
તો પણ થઉં ના નિરાશ, ન જાણું કે થયો નાશ:
સદા એક ને એકજ બાપ, દયાએ દેખાડે તાપ. ૨

---

## ૧૧૫ (૧૯) વિશ્વાસનાં ફળ. ૭ સ્વરો.

વિશ્વાસજ આનંદ દેશે, આ જીવ જાં સુધી રેશે;
ને મરણ જારે આવશે, વિશ્વાસજ શાંતિ લાવશે.
વિશ્વાસજ મુઆ પછી, દે શાંતિ સદા સાચી.
તો પ્રભુ દયા કરજે, વિશ્વાસ તું મનમાં ભરજે.

---

## ૧૧૬. (૨૦) એની બીજી રચના. ૭ સ્વરો.

જાં લગ રેશે જીવનો બંધ, વિશ્વાસ આપશે પરમાનંદ.
આવવા લાગે જ્યારે મરણ, વિશ્વાસ દેશે દેવનું શરણ.
મુઆ પછી સુખ અનંત, વિશ્વાસ દે સદા પર્યંત.
દેવ હો મારા રાખેવાળ, તો સુખ પામું સદાકાળ.

---

## ૧૧૭ (૨૧) ઈસૂની પ્રાર્થના. ૭ સ્વરો.

ઈસુ, ઈસુ, દયારૂપ, ઈસુ ખ્રીસ્ત, દયાનો ભૂપ,
દયા સાગર, દયાવંત, દયા તેમાં છે અનંત.
જન્મથી હું પાપી ભ્રષ્ટ, જન્મથી છે પાપનું કષ્ટ.
જ્યારે લીધો પેહેલો શ્વાસ, પાપી લોકમાં ત્યારથી વાસ. ૧

મારા મનમાં પાપ વિચાર, અંગે વળગ્યા પાપ વિકાર.
પૂરો હું અપરાધી જન, એથી દુઃખી મારૂં મન.
ઈસુ, ઈસુ, દયારૂપ, પાપીને દયાનો ભૂપ;
માટે થઊં તારો દાસ, ભાવે રહું તારી પાસ. ૨

જપ ને તપ, ને વનમાં વાસ, સ્નાન, ને દાન, ને ઉપવાસ,
બધા છે વૃથા ઉપાય, છૂટકો તેઓથી ન થાય.
વૃથા છે પણ હોમ, હવન, તેથી ન છૂટે દુર્જન;
યાત્રા, તીર્થ, છે ગંગાજળ, એકેમાં ન મળે બળ. ૩

બીજાનો કરીને ત્યાગ, તુંમાં શોધું પૂરો ભાગ.
થાજે મારો ધન્ય ભૂપ, ઊરમાં કરજે પુણ્ય રૂપ.
થા ન કદી દાસથી દૂર; વસ્તિ કરજે મારે ઊર.
કરજે પાપનો પરિહાર; આપજે મને ધન ઉધાર. ૪

## ૧૧૮ (૨૨) પ્રેમનું વખાણ. ૮ ૭ સ્વરો.

પ્રેમના નામનું પ્રેમના કામનું, શી રીતે કરૂં વખાણ?
છે દયાળુ, છે કૃપાળુ, નથી તેમાં ભુંડું જાણ.
મનમાં દયા સદા પાળે, ઊરમાં કૃપા કરે વાસ.
મીઠા વિચાર સદા ઝાલે, નથી દંડણ તેની પાસ. ૧

દયા રાખે, ભલું તાકે, જુઠું ખમી, રાખે ભાવ.
ધીરે ઘણું, ચાહે ઘણું, વળતી બોલે, "ભાઇ આવ;"
બધા લોકને ભાઇ માની, સદા ઇચ્છે સૌનું સુખ;
સૌને બાપના છૈયાં જાણી, ક્લેશીના ટાળે છે દુ:ખ. ૨

---

૧૧૯ (૨૩) પ્રભુ ભોજન. ૮ સ્વરો.

મારા પ્રેમને મનમાં આણી, તમે પાળો એ નિશાની.
જે જે વારે એકઠા થાઓ, રસ પીઓ ને રોટલી ખાઓ. ૧

જ્યારે તમે ભેળા આવો, મારે સ્મરણે રોટલી ખાઓ.
મારી પૂરી પ્રીતિ જાણો, ને ઉધારનો ઉપકાર માનો. ૨

રોટલી, જાણો, મારૂં અંગ છે, જે તમારે વાસ્તે ભંગ છે.
ભાંગી ખાતાં સૌ સંભારો, પાપનો એકલો કોણ તારનારો. ૩

મારૂં અંગ કેમ ભાંગી ગયું, કેમ તે મોતને આધીન થયું.
કેમ મેં પાપને વાસ્તે સહ્યું; કેમ તમારૂં તારણ થયું. ૪

---

પ્યાલો પીઓ, વિચાર આણી, કે શા સારૂ એ નિશાની.
દ્રાક્ષારસ હું તેમ રેડાઉં, મારૂં રક્ત હું જેમ વેવડાઉં. ૫

મારા લોહીથી પાપ ધોવાય છે, ન્યાયના માગતા સૌ વલાય છે.
સજા વગર પાપ ન છૂટે, દેવનો બંદોબસ્ત ન તૂટે. ૬

તમ પર દયા મેં કીધી છે, પાપની સજા મેં લીધી છે.
મરણસ્તંભ પર લોહી જેમ વેશે, તેમ માફીનું મૂલ્ય દેશે. ૭

દ્રાક્ષારસથી લોહી સંભારો, આ નિશાની એમ સૌ ધારો.
મારૂં લોહી જે પ્રેમે આપ્યું, તેણેજ લોકનું તારણ થાપ્યું. ૮

તારણ પામી સુખમાં પેસો, સુખને ઠામે સદા બેસો.
સુખનું ઠામ છે પ્રભુ પાસે, પૂરા પવિત્રોને વાસે. ૯

---

## ૧૨૦ (૨૪) પ્રભુ પર ભરોસો. ૧૦, ૧૦, ૧૧, ૧૧ સ્વરો.

અવિશ્વાસ નીકળ, ત્રાતા છે પાસે,
સાહ્ય પણ તે લાવતો વેળા દેખાશે.
હું પ્રાર્થના કરૂં, ખ્રીસ્ત પૂરૂં કરશે;
જો વાહાણે તે હોય તો ભય તાંથી મટશે. ૧

હું તેને માનું, દુઃખનો મટાડનાર;
ભૂલેલાઓને રસ્તો, દેખાડનાર.
જો મિત્રો મોત પામી સુખ ઘટી જશે,
સદા તેનું વચન અચળજ રેશે. ૨

પામેલા પ્રેમજ, તેજ મને કેશે,
અંતે તે તને ડૂબવા ન દેશે.
પ્રત્યેક ઉપકારથી એટલું તો જણાય,
કે તેના ઠરાવથી થાય સદા સહાય. ૩

શેતાનનો દાસજ, હું આંધળો ફરતો,
મૂર્ખ પણ હું મોતને અળખામણ કરતો,
તો પણ મને તારવા મન તેણે કર્યું,
ને મારા અંતરમાં, જ્ઞાન તેનું ભર્યું. ૪

તેના પર ભરોસો રાખવા શિખાવ્યો;
સત વાતનો મર્મ પણ, મને બતાવ્યો;
તો ઠોકર ના ખાઉં, ભરોસો રાખું,
ને તારનારને શરણે, દુઃખ મારૂં નાખું. ૫

શા માટે બીઉં, કે થાઉં નિરાશ;
સંઘે કેમ રાખી હું ખોઉં આકાશ.
તે અહિં લગી લાવી, વેણ નહિ ખોશે;
શું, ભૂલાવવા મને બોલાવ્યો હોશે? ૬

એવું તો નથી, ઉંડી છે દયા;
તેના વચનથીજ સંધે સૌ ગયા;
પણ તેણે કહ્યું છે, થાઓ તમે દુઃખી,
ને સંકટ સહીને, જાઓ રાજમાં સુખી. ૭

મારૂં શું દુઃખ છે! પાપની છે સજા.
પાપના ભાર તળે માણસની પ્રજા.
જો દુઃખ મારા ઉપર આવે અખંડજ,
તો એમ મારે જાણવું ન્યાયનો તે દંડજ. ૮

જોગથી પણ ઓછું,કેમ પાપ છે અપાર;
પૂરો જો દંડ થાત, તો યે જાત સંહાર.
ને આજથી બહુ વેલુંજ, નરક મારૂં ઠામ હોત.
ને દયાના રાજમાં, ના મને નામ હોત. ૯

મારૂં છે ઓછું, ઈસૂના દુઃખથી;
ઉતરીને આવ્યો, આકાશના સુખથી,
ને પાપ તેણે લેતાં પોતાને માથે
દોષ,શ્રાપ, ને મોતનાં દુઃખ સહ્યાં જાતે. ૧૦

કોઈ તો ન જાણે, દુઃખ તેનું કેવું.
કોઈ પણ ન વેઠે, દુઃખ તેના જેવું.
જે મને બચાવવા દુઃખે તે મર્યો,
ને મને સુધારવા શૂલથી ન ફર્યો, ૧૧

મારો તો વિલાપ હું મૂકી દેઈશ,
ને તેનાં સંકટ ધ્યાનમાં હું લેઈશ;
તેની વેદના આગળ મારૂં ન જણાય,
ને તેનું સંભારતાં મારૂં ન મનાય. ૧૨

ખ્રીસ્તની તો દયાથી, ઓષધ અંનથે જાય;
દુઃખ થાય મૂળ સુખનું, કડું ગળ્યું થાય.
જો અમણાં હોય ભારે, આગળ થાય હર્ખિત,
ને કેવું હોય હર્ખિત જય પામનારૂનું ગીત. ૧૩

---

## ૧૨૧ (૨૫) દાઉદનું શોમું ગીત. ૮ સ્વરો.

સૌ જગતના લોકો, આવો, હર્ખે દેવને ગીતો ગાઓ;
તેની સેવા કરો ભાવે, બધા તેને શરણે આવે. ૧

જાણો દેવ છે એક યહોવા, આવો તેનો મહિમા જોવા.
આપણે ના પોતાથી થયાં, તેના હાથના છિયે છૈયાં. ૨

તેના લોકો છિયે બધા, ને ચારાનાં ગેટાં સદા.
સ્તુતિ કરતાં બારણે પેસો, તેના ઘરમાં આવી બેસો. ૩

તેના ઉપકાર સંધા માનો, તેના નામને સૌ વખાણો;
કેમકે પ્રભુ છે દયાળુ, સદા લગણ કરૂણાળુ. ૪

પેડી દર પેડીને માથે, દયા કરશે દાતાર હાથે.
તેના ઉપકાર સંધા માનો, તેના નામને સો વખાણો. ૫

૧૨૨ (૨૬) સવારનું ગીત. ૭ સ્વરો.

રાત ગઈ, થઈ સવાર, માનું દેવનો ઉપકાર;
તેણે રાખ્યો આખી રાત, ને દેખાડ્યો છે પ્રભાત. ૧

નમીને કરૂં સ્તુતિ, માગું દયા પણ તુંથી;
પાસે રેજે, પ્રભુ, આજ, શત્રુ ના બગાડે કાજ. ૨

કૃપા મારા પર તું કર, તારૂં હેત મારામાં ભર.
પાપથી રાખજે મને દૂર, શુદ્ધ કરીને મારૂં ઉર. ૩

દુષ્ટતાનું બળ દબાવ, સત્યતાનું જોર મનાવ.
પાપી છે આ મારી જાત, પાપ લલચાવે દિન ને રાત. ૪

માટે હુંમાં નથી બળ, યતાં નથી સારાં ફળ.
મારાથી કશું ન થાય, આપજે તું મને સહાય. ૫

તારે છાંયે હું જઈશ, તારી પાસે હું રહીશ.
આજનું સોચલાવો કામ, સાચામાં ઠરાવી હામ. ૬

આજ ન આવે કંઈ સંતાપ, પ્રભુ, તું છે મારો બાપ.
ખ્રીસ્તને નામે માગુંછું તેનું પુણ્યજ માનું છું. ૭

૧૨૩ (૨૭) સાંજનું ગીત. ૭ સ્વરો.

દહાડો ગયો, થઈ રાત, તને નમું સર્વ નાથ.
હું સંભારૂં તારો પ્રેમ, તારી ધીરજનો સુનેમ. ૧

પાપ થયું છે વારંવાર, ભૂલો થઈ છે અપાર.
તેમની ગણતી ન થઈ, તેમની સરત ન રહી. ૨

તેમને શું કહું સુમાર? દેવનો જે અપાર ઉપકાર.
માટે જીવું છું અજું, માટે છે કે હું ભજું. ૩

હે દયાળુ પ્રેમી બાપ, તારૂં જ્ઞાન તું મને આપ;
તારૂં ધ્યાન મારામાં થાય, પાપની ભૂલ મારાથી જાય. ૪

જાણી આજનું બધું કામ, ધ્યાનમાં રાખી તારૂં નામ,
દીનતાએ ભજું, નાથ, આશિશ આપો આજની રાત. ૫

પાપને કાહાડે જે લોહી, ભાવે તેના પર જોઈ,
મનમાં થઉં હર્ષાતુર, પાપને ફેંકી દેઉં દૂર. ૬

પ્રભુ રાતમાં દયા કર, તારા વિચાર મનમાં ભર.
બધું ખોટું મનથી કહાડ, ને સંભાળીને જગાડ. ૭

## ૧૨૪ (૨૮) સ્તોત્ર. ૮, ૬ સ્વરો.

પિતાને આપો સર્વ માન, દિકરાને પણ સ્તવન,
શુદ્ધાત્માનું કરો વખાણ, ત્રિએકને સોંપો મન.

## ૧૨૫ (૨૯) સ્તોત્ર. ૮ સ્વરો.

પરાત્પર પિતા સદા માન, પરાત્પર પુત્ર સદા જાણ,
પરાત્પર આત્માને વખાણ, પરાત્પર ત્રિએક સર્વસ્થાન

૧૨૬ (૩૦) સ્તોત્ર. ૮ સ્વરી છપો.

હે પરાત્પર, સર્વત્રાણી,
તને સેવે બધા પ્રાણી,
જે તારી આપી સૃષ્ટિ માંહે.
તારૂં છે અવાચ્ય સારજ,
તારૂં ત્રિએક તત્વ અપારજ,
નિરંતર તારૂં સ્તવન થાય.

---

૧૨૭ (૩૧) સ્તોત્ર. ૮, ૬ સ્વરો.

આકાશી દૂતો સંધાએ, પ્રભુ, તને વખાણે;
પૃથ્વીમાં પ્રાણી બધાએ, મહિમાવંતને માને.
હાલિલૂયા, હાલિલૂયા, હાલિલૂયા, આમેન. ૧

ને હું પણ આવું, મારા ઈશ, જો હોઉં બાળક નાનું;
હું તારી વાતો સૌ સુણીશ, ને તારી ઈચ્છા માનું.
હાલિલૂયા, હાલિલૂયા, હાલિલૂયા, આમેન. ૨

આ ભૂતળે જે જે વસે, સનાતન દેવને માને,
સૌ સૃષ્ટિમાં જે જે હશે, સુકીર્ત્તને વખાણે,
હાલિલૂયા, હાલિલૂયા, હાલિલૂયા, આમેન. ૩

---

૧૨૮ (૩૨) સ્તોત્ર. ૧૦ સ્વરો.

જુઓ આકાશમાં વાણી થાયછે, ખબર કરનારા દૂતો ગાયછે.
સૃષ્ટિમાં સ્તવન, ત્રાતા રાજાને, પૃથ્વીમાં આનંદ માણસ પ્રજાને. ૧

પૃથ્વીમાં સલ્લા, દીનોને દયા, દુષ્ટો કરૂણા, પામનારા થયા.
માનવા તો માંડો, સૌ લોકો તમો, માણસ બહાએ અંતરમાં નમો. ૨

જયરાગે ગીતો આકાશમાં ગાયા; તેજસ્વી ફોજો, ગીતગાતા જાઓ.
સલ્લાનો રાજા આકાશથી આવ્યો, સલ્લાનો ઉપાય સાથે તે લાવ્યો. ૩

જયનાદી ગીતો આનંદે ગાઓ, જયકાર કરીને સૌ ગાતાં આવો.
સૃષ્ટિનો રાજા રાજ મૂકી દેછે, જીવનનો દાતા મૃતાંગ લેછે; ૪

પાપીનો તારનાર પોતે મરેછે, પાપોનો હરનાર પોતે હારેછે.
પોતે હારીગયો, પાપને હરાવવા, પોતે મરીગયો લોકને તરાવવા. ૫

મરીને ઊઠ્યો, મોતને દબાવી, બંધનથી છૂટ્યો, લોકને છોડાવી.
દીન થઈને યુદ્ધ તે લડ્યો, દુઃખો સહીને આસને ચડ્યો. ૬

મોતને જે નમ્યો, ઊંચો થયો છે, માર જેણે સહ્યો મોતને દમ્યોછે.
એવો, તે આપે માણસને તારણ; એવું તે સ્થાપે પાપનું નિવારણ. ૭

---

૧૨૯ (૩૩) સ્તોત્ર. ૮ સ્વરો.

ધ્યાનમાં ધારી દેવના દાનો, ભૂતળમાંના બધા, માનો.
દેવના દૂતો સામર્થવાનો, બાપ પુત્રાત્માને વખાણો.

---

૧૩૦ (૩૪) સ્તોત્ર. ૮ સ્વરો.

દાતાર દેવના બધાં દાનો, પૃથ્વિ પરના લોકો જાણો,
આકાશમાં પણ દૂતો માનો, બાપ પુત્રાત્માને વખાણો.

૧૩૧ (૩૫) સ્તોત્ર. ૮ સ્વરે.

દાતાર દેવ, જે દાન દેનારો, તેને બદ્ધા લોક સંભારો,
દેવના દૂતો મહિમાવાનો, બાપ પુત્રાત્માને વખાણો.

૧૩૨. (૩૬) સ્તોત્ર. ૮, ૪ સ્વરે.

યહોવા દેવને વખાણો. હાલિલૂયા.
પરાત્પરના ગુણો જાણો. હાલિલૂયા.
તેણે માણસને સંભાર્યાં, ઘણા પાપથી તેમને વાર્યાં,
નર્કના મોતથી તેમને તાર્યાં. હાલિલૂયા. ૧

ધણી સેવા બાપને આપો. હાલિલૂયા.
તેના બળની આગળ કાંપો. હાલિલૂયા.
મોટા બળમાં તે ફરેછે, અદ્ભુત કામો તે કરેછે,
બધી સૃષ્ટિને ધરેછે. હાલિલૂયા. ૨

સ્તવન સૌ દિકરાને ગાઓ. હાલિલૂયા.
તેને શરણે સંધા આવો. હાલિલૂયા.
બાપની સંગત તે આપેછે, પાપથી ઉદ્ધાર તે સ્થાપેછે,
બીકનાં મૂળાં તે કાપેછે. હાલિલૂયા. ૩

આત્મિક ઈચ્છા પામી જાગો. હાલિલૂયા.
સૌ, પવિત્ર આત્મા માગો. હાલિલૂયા.
શદ્ધ અનુગ્રહ પામનાર થાઓ, તેને જોરે માર્ગે જાઓ,
અમર ઝાડનાં ફળો ખાઓ. હાલિલૂયા.

## ૧૩૩. (૩૭) અવિશ્વાસનો ત્યાગ, ૧૦,૧૦, ૧૧ સ્વરો.

રે જા અવિશ્વાસ, મજ તારનાર સમીપ;
છે છૂટકાની આશા, કે તે આપે દીપ;
તે લાવશે ઠેકાણે, મુજ કરી પ્રાર્થમાન;
ને ખ્રીસ્ત મારે વાણે, તો તુચ્છ છે તુફાન. ૧

જો ગુંચમાં મુજ વાટ, પણ આગેવાન તે;
હું તજીશ ઉચાટ, સમાચાર તે લે;
જો આધાર વિન થયો, ને આશ્રો ન કોય;
પણ કોલ એણે કહ્યો, તે ખોટો ન હોય; ૨

તે પ્રાણ નિર્વિકાર, ને તેતણી પ્રીત;
ન હો તેનો પાર, ન થાયે તે વિપ્રીત;
તો પ્રેમતણું સ્મરણ, તે થકી પ્રેમ આશ;
ને મુજ અંતઃકરણ, નિત કરે ઉલાશ. ૩

હું પાપ માંહે લીન, ને કરતો મોત ખેલ;
કુકર્મે મલીન, બચાવ્યો તે વેળ;
આ તેની મેર ચાખી, તે થકી મુજ ત્રાણ;
તો પ્રેમની વાત ભાખી, તે કરશેજ કલ્યાણ. ૪

શું કરવા વિલાપ, જો દુઃખ મને થાય!
તેતણો મિલાપ, નિજ એવો ઉપાય;
ને દુઃખ પથે ચાલી, સાધવાનું સુપત;
સમાચાર એજ આલી, સતગુરૂ કહે મત. ૫

તે હું તણો ઇષ્ટ, તે ધરે મુજ પક્ષ;
તો કડવું તે મિષ્ટ, ને ઔષધ તે ભક્ષ;
જો શ્રમ છે આ કાલે, પણ થોડામાં પાર;
ને તારે સુહાલે હું કરિશ જયજયકાર. ૬

મંટગમરી.

---

## ૧૩૪ (૩૮) પરમાર્થનો બોધ. ૪, ૪ સ્વરો.

જીવન ટૂંક છે, મરણ આવનાર; પાપથી દુઃખ છે, ખ્રીસ્ત બચાવનાર.
આકાશવાસ છે, સુખ અમૂલ્ય; નર્કનો નાશ છે, દુઃખ અતુલ્ય. ૧

જેની પાસે ધન બહુ હોએ, જબ જીવ જાશે તે સહુ ખોએ.
ધૂળની કાયા ધૂળમાં જાએ, ને જે માયા તે કમાએ. ૨

પણ જીવાત્મા ઉપર ચહડે, દેવના હાથમાં તે તો પડે,
તો કોણ ડાયો વખણાઉં ? હું તો કહું કોણ કમાઊં. ૩

જે આ લોકમાં સાચાઇ પાળે, ને દેવલોકમાં જીવ બહુ ધાલે,
જે આ જગત બહુ ન ચાહે, આવતું જગત રાખે હઇએ. ૪

મનના જોરથી સત ઝાલીને, દેવના ડરથી ઠીક ચાલીને,
તેનો ભાવિક જે નિત ઠરે, લોકની બિહિક નહીં તો ધરે. ૫

જે દૃઢ વિશ્વાસ ખ્રીસ્તપર રાખે, પાપની કડવાસ તે ન ચાખે.
દુષ્ટ હરવખત પીડા સેછે, પણ સુભક્ત હરખી રેછે. ૬

મોર.

---

## ૧૩૫ (૩૯) સ્તોત્ર અને પ્રાર્થના. ૮૮૮, ૬ સ્વરો.

હે ઈસુ જગતના તારનાર, તું એકલો પાપને દૂર કરનાર;
તારી દયા અનંત અપાર, તું મારાં પાપ મટાડ. ૧

મજ ગરીબની પાસે નથી પુણ, પણ મારે માથે આત્મિક રૂણ.
હે ત્રાતા, મારી અરજી સૂણ, ને મારાં પાપ મટાડ. ૨

તેં છોડ્યું આકાશમાંનું સુખ, માનવને કાજે વેઠ્યું દુઃખ;
કે તારા લોકને મળે સુખ, તું મારાં પાપ મટાડ. ૩

તેં લોકને સારૂ સહ્યું મરણ, ને એમજ કીધું પાપનું હરણ;
હે ત્રાતા, આવું તારે શરણ, તું મારાં પાપ મટાડ. ૪

મારા પર ચડ્યો પાપનો ભાર, તેથી નરકમાં છું ડુબનાર;
દયાળુ ઈસુ મને તાર, ને મારાં પાપ મટાડ. ૫

પાપથી બહુ થયો મને ત્રાસ, પણ હવે તારા પર વિશ્વાસ,
મને ન થવા દે નિરાશ, તું મારાં પાપ મટાડ. ૬

પાપ ઉપર મને ફતેહ દે, આકાશમાં તારી પાસે લે,
તો ત્યારે માગવું પડશે નહિ, કે મારાં પાપ મટાડ. ૭

વાલેસ.

## ૧૩૬ (૪૦) પ્રાર્થના. ૭ સ્વરો.

મારા આકાશવાસી બાપ, તારી સાથે દે મેલાપ.
જલના જેવું જીવન વે'છે, તારાં વચન સદા રે'છે.
દોલત, જગત, જીવન જાય, મળે પ્રેમ તો નફો થાય.

મારો આત્મા રડેછે, ગુનાહ ખોટા પડેછે.
મારા કેવા ખોટા ગુણ! તારનાર આપજે તારૂં પુણ,
તારૂં શરણ મને આપ, અને મુકજે મારાં પાપ.

જુની આશા ડુબી ગઈ, નવી સારી ઈચ્છા થઈ.
હે સદાત્મા, ઉતરી આવ, મારૂં દિલ નવું બનાવ,
મને શુદ્ધ સંપૂર્ણ કર, મારે હ્રદે પ્રીતિ ભર.

ગ્લાસગો.

---

૧૩૭ (૪૧) પ્રાર્થના. ૭ સ્વરો.

પ્રભુ, તારો પ્રેમ અપાર, તેને લીધે અમને તાર;
નહિ તો આશા ડુબી જાય, પરપોટાના જેવી થાય. ૧

બધા ખોટા ગુણે મટાડ, નવા જન્મને જીવાડ,
તારી ગમ અમારી ભાંવ, સંસાર ઉપરથી ઉઠાવ. ૨

આ વીતનારૂં ઉમર ભર, અમોને સજીવન કર,
તો તજીને એશ આરામ, કરયા કરિયે તારાં કામ. ૩

બાંધી આત્મિક હથિયાર, જીતિયે શેતાન દેહ સંસાર;
મૂકીને કુમાર્ગના શ્રમ, સફર કરિયે તારી ગમ. ૪

એમજ અમને મળશે જય, કદી પણ ન લાગે ભય;
અને મૂકી પાપનો હાલ, હર્ષ પામિયે સદાકાળ. ૫

તારી ખબર ફેલી જાય, બધા દેશમાં વ્યાપક થાય,
એવી કે વિદેશીઓ, વહેલા થાય વિશ્વાસીઓ. ૬

ગ્લાસગો.

## HEAVEN IS MY HOME.

૧૩૮ (૪૨) સ્વદેશ આકાશ. ૬, ૪ સ્વરો.

હ્યાં હું પરદેશી છું; સ્વદેશ આકાશ.
રાનનો રૈવાસી છું; સ્વદેશ આકાશ.
ચારો ગમ દુઃખ ને ડર
ધરેછે ધર્મી નર;
આકાશમાં બાપનું ઘર; સ્વદેશ આકાશ. ૧

તુફાનની ચિંતા શી? સ્વદેશ આકાશ.
થોડી જ મુસાફરી, સ્વદેશ આકાશ.
પવનનો કડવો માર,
તેને રે થોડી વાર,
તારે હું જઈશ પાર; સ્વદેશ આકાશ. ૨

તાં મારા તારનાર પાસ, સ્વદેશ આકાશ.
આનંદે કરીશ વાસ; સ્વદેશ આકાશ.
તાં સારાં સુખી છે,
તાં મારાં મુખી છે,
ન કોઈ દુઃખી છે; સ્વદેશ આકાશ. ૩

હાલનું દુઃખ કેવું પણ, સ્વદેશ આકાશ.
કાંઈ રે ન બોલવું જન; સ્વદેશ આકાશ.
અનાદિ બાપના બાળ,
બાપને ઘેર સર્વકાળ
ભોગવશે સુખનો હાલ; સ્વદેશ આકાશ. ૪

મંટગમરી.

## ABIDE WITH ME.

૧૩૯ (૪૩) વિશ્વાસયુક્ત પ્રાર્થના. ૧૦ સ્વરો.

મુજ સાથે રહે! કે સાંજ તો પડી છે;
અંધારૂં થાયેછ; પ્રભુ સાથે રહે!
અવર નથી સહાય, દિલાસો કો ન દે;
તું અસહાયનો સહાય, મુજ સાથે રહે! ૧

ટૂંક છે આયુષ્ય, મર્યાદા આવી પાસ;
દુન્યાઈ મોજથી નથી આજ ઉલ્લાસ;
ચારોગમ સહુમાં વિકાર થાય છે;
હે પ્રભુ નિર્વિકાર, મુજ સાથે રહે! ૨

તું આવી જાય તેથી હું ન ધરાઉં;
પણ પ્રેમથી આવીને રે તો મગ્ન થાઉં;
પાટસરૂ નૈ, પણ વસનારની પેઠે
સંપૂર્ણ કૃપા કર, મુજ સાથે રહે! ૩

રાજેશ્વર તુલ ન આપતો આવીશ ભય!
પણ દયા લાવી ટાલીશ મારો ક્ષય;
સર્વ દુ:ખનો ભાગ કરૂણાથકી લે;
હે પાપનિવારક, આવ, મુજ સાથે રહે! ૪

હું હતો બાળ, તેં ધર્સ્યો મારો હાથ;
ને જો કે આડોજ ચાલ્યો છું તુજ સાથ,
મુકયોજ તુજ પથ, પણ તું ન મુકી દે;
અંત લગી, હે પ્રભુ, મુજ સાથે રહે! ૫

મજથી એક પળ તુજ વિના ન ટકાય;
ભવસિંધુ પાર, તું સાથ હો, તોજ જવાય;
તુજ વિના કોણ થાય ગુરૂ આશ્રો દે;
દુઃખ સુખમાં,હે તારનાર,મજ સાથે રહે! ૬

તું આશિસ દે, ન લાગે રિપુત્રાસ;
ન દુઃખમાં ભાર, ન આંસુમાં કડવાસ;
નથી કાળ ડંખમાં ઝેર, કે ઘોરની જયે,
નિત મને જય જો તું મજ સાથે રહે! ૭

મોત આવ્યું પાસ, તુજ મોતની યાદ કરાવ;
મટાડી ઝાંખ આકાશ માર્ગે ચલાવ–
ફાટચો સ્વર્ગ પોહ, જગમાયા નાસે છે;
મજ જીવતાં, મરતાં, પ્રભુ, 'સાથે રહે! ૮

મંટગમરી.

## DEATH OF CHRIST.

૧૪૦ (૪૪) ખ્રીસ્તનું મરણ. ૭, ૬ સ્વરો.

અરે આ કેમ બપોરે થયો છે અંધકાર,
ને ખડકો મોટે સોરે ફટ ફટ કરી થાય ફાર. ૧

છેક સુરજ ઢંકાઈ ગયો ને પાહાડના કટકા થાય.
આ ચમત્કાર કેમ થયો એ,બાળ,તમથી કહેવાય? ૨

ગલગથા જગ્યા દેખો, ત્રણે તાં સ્તંભ જણાય.
તાં પુરા થાય છે લેખો, તાં જગત્રાતા મરાય. ૩

કોઈનો વેરી નોહતો, ન કીધો લેશ અવગુણ,
પણ કોરડા લઈને સોટો, તેતણું પાડયું ખુણ. ૪

પછી સિપાઈ પીલાતના કાઠ જડી લીધો પ્રાણ;
કરી પ્રમાણે જાતના, વસ્ત્ર પણ વેંચ્યાં જાણ. ૫

યહુદી લોકે માગ્યું પરહાકીમે કરેલ;
પણ સોમાં દેવનું લાગ્યું ગુણકારી થઈ બદફેલ. ૬

દોષોનો બદલો વાળવા ઈસુ થયો કબૂલ;
ને હમણાં પાપને ટાળવા વેઠી છે ખુણી સૂળ. ૭

પોતીકા લોકની શિક્ષા પૂરી સહી તે કાળ.
વાતની કરશો પરીક્ષા સત જાણશો મારા બાળ. ૮

વેલ્સ.

## HYMN OF PRAISE.

૧૪૧ (૪૫) પ્રભુનું ભજન. ૮, ૬ સ્વરો.

પ્રભુ સૃજનાર જે ઉંચ્ચ આકાશ ભક્તિ કરિયે તારી;
અમારો શાસ્ત્રનો વિશ્વાસ, તુજ પર પ્રીત અમારી. ૧

જન્મ ધર્યો અંધારામાં, પાતક ભરાયું ઉર,
પણ લેખ આવ્યો અમારામાં થયો પ્રકાશ જરૂર. ૨

અન્ય દેવને ભજવાની ચાલ અમમાંય ચાલતી હતી,
હવે તુજ વના સર્વકાળ ઔર ભજવાના નથી. ૩

વિશ્રામનો દિવસ તેં આપ્યો બોધ તેતણો સફળ,
અમારા મનમાં નિત થજો, વધે બુદ્ધી અફલ. ૪

આચરણ શુધ વતું થઈ જાય, તુજ સાથ ને લોકમાં માન
અન્તકાલ પછી મહિમા અક્ષય ગીત ગાઈએ દેવસ્થાન. ૫

વેલ્સ.

## SWEET HOUR OF PRAYER.

૧૪૨ (૪૫) મિષ્ટ ભજનકાળ. ૮ સ્વરો.

મિષ્ટ ભજનકાળ! મિષ્ટ ભજનકાળ!
ભવચિન્તનમાંથી નોતરી હાલ,
વળો પિતાના આસન પાસ,
કરવા જાહેર અગત ને આશા,
શોક, સંકટ, રાક પડ્યા જારે,
આરામ પામ્યો મજ જીવ તારે,
છૂટયો તોડી ભુંડાની જાળ,
આવ્યાથી તું મિષ્ટ ભજનકાળ!

મિષ્ટ ભજનકાળ! મિષ્ટ ભજનકાળ!
મજ અર્જ લે તુજ પાંખ પર હાલ,
વિશ્વાસુ દેવને ચરણે ધર,
સત જેનું ને પ્રીત છે તત્પર,–
આતુર આત્માને આપવા સુખ,
કેજે 'ધર ભાવ ને શોધ મજ મુખ.'
નાખીશ તેના પર મજ જંજાળ!
જોઉં વાટ તારી, મિષ્ટ ભજનકાળ!

મિષ્ટ ભજનકાળ! મિષ્ટ ભજનકાળ!
દિલાસો તારો મજને આલ,
ને પિસગા પરથી દીઠા બાદ,—
મજ દેશ ને ભૂપનું સ્થાન આબાદ,
જાઈશ ઉડી, ફેંકી આ દેહ
સદાનું જ્યાં મજ ઈનામ રે,
ગગનમાંથી જાતાં અંતરાળ!
પ્રણામ કરીશ, મિષ્ટભજનકાળ!

એ. કે.

## "THE GREAT PHYSICIAN NOW IS NEAR."

૧૪૩ (૪૭) મહાન વૈદ.

૧ મહાન વૈદ પાસ છે,
દયા ભરેલ ઈસુ;
બધે કરે દિલાસ તે,
સૂણો કહે જે ઈસુ.

દૂતના વખાણમાં,
માણસોના ગાનમાં,
શ્રેષ્ટ સર્વ તાનમાં,
ઇસુ ધન્ય ઇસુ.

૨ ક્ષમા કરે અકર્મની,
દયાને કાજ, ઈસુ.
ધરો સુમાર્ગ ધર્મની.
કહે સુતાજ ઈસુ. દૂતના.

૩ સજીવ તો થએલ જે,
ત્રિધન્ય થાય ઈસુ;
ધરી માફા કરેલ જે,
ભજું સુરાય ઈસુ. દૂતના૦

૪ અધર્મ દોષ દૂર છે,
કર ઉપાય ઈસુ.
ઉમંગ પૂર્ણ ઉર છે,
દહે સુ ન્યાય ઈસુ. દૂતના૦

૫ તમો બધા વખાણજો
પવિત્ર નામ ઈસુ.
ધરી સુધર્મ માનજો,
અપાર નામ ઈસુ. દૂતના૦

૬ જુવાન વૃદ્ધ સૌ કરો
કહે જે કામ ઈસુ.
પ્રેમ સુભાવ સૌ ધરો,
બૂઝી સુનામ ઈસુ. દૂતના૦

૭ પછી ચડે તો સ્વર્ગમાં,
પ્રત્યક્ષ થાય ઈસુ;
વખાણીશું સુવર્ગમાં,
ત્રિધન્ય રાય ઈસુ. દૂતના૦

## ૧૪૯ (૪૮) પ્રભુ ભોજન. ૮ સ્વરો.

ખ્રીસ્તે કરી પાપ નિવારણ,
પાપીઓને દીધું તારણ.
મોતને જીતી જીવતો થયો;
આ પ્રતાપે સ્વર્ગે ગયો. ૧

પ્રેમ અનુપમ તેણે કીધો,
પાપનો બોજો માથે લીધો;
ભક્તો માનો તેનું મરણ;
ભોજને સૌ રાખો સ્મરણ. ૨

ખ્રીસ્તે કહ્યું પાછો આવીશ,
સૌ મૂએલા લોક બોલાવીશ,
તાં લગ મને સ્મર્યા કરો,
ને ભરોંસે આશા ધરો. ૩

પાન ને ભક્ષણ પ્રેમ બતાવે,
મારૂં પૂરૂં કામ જણાવે;
ખાતાં પીતાં ભાવ વધારો,
માનો મારો શુદ્ધ ઉગારો. ૪

જીવને કાજે જીવન આલો,
સ્વર્ગને માર્ગ પગલાં વાળો;
પાપ ને મોતને હું મટાડું;
પુણ્ય દાને જીવ પમાડું. ૫

ગ. ને ૮.

૧૪૫ (૪૯) આદેશ. ૮ સ્વરો.

રે ભૂતળેની બધી જાત,
સદા સૂણાવો ખ્રીસ્તની વાત;
તારનારને નામે ગીત ગવાય,
હર દેશ, હર લોક, હર બોલી માંય.

તું પ્રભુ, પૂરો દયાવંત,
છે તારાં વચન સત અનંત;
ને જળે સ્થળે પ્રગટ થાય,
ને નિત્ય તારૂં નામ મનાય.

ગ્લાસગો.

---

"GLORY HONOUR PRAISE & POWER."

૧૪૬ (૫૦) સ્તોત્ર. ૮ સ્વરો.

સ્તુતિ સામર્થ મહિમા બધા
દેજો ઇસૂ ખ્રીસ્તને સદા,
આપણો એકલો ને તારનારો
હાલિલૂયા સ્તુતિ કરો.

ક્લાર્કસન.

# काव्यार्पण.

## धर्म गीत. भाग त्रीजो: राग प्रकरण: पदमाळा.

---

१४७ (१)

ભક્તિ કરો ભોળે ભાવરે, મશીહજીની ભક્તિ કરો ભોળે ભાવે.
મશીહ બિન કેમ પાર ઉતરશો રે, સત્ય આધાર કાંથી ધરશો;
સ્મરણ કરજો ચિત્તમાં ધરજો રે, નમ્ર ભાવે તમે ફરજો;
ઢોંગ અદેખાઈ ગર્વ ત્યાગો રે, પવિત્ર મન શુદ્ધ ચાલ માગો;
જગતી ગુરૂ સર્વ જુઠા જાંણી રે, કેમ માનોછો જુંઠી વાણી;
દાસ કહે સુનો પ્યારે ભાઈ રેં, મશીહજીને ગ્રહો તમે ધાઈ;

ગ. ક.

---

१४८ (२)

તું ઈશુ મશીહકુ ધરલે. ઈમાનકા સોદા કરલે હો.
યહ ઈમાન હૈ જગસે ન્યારા, જેસા ચલના તલવારકી ધારા;
સચ્ચા સોદા કરો તુમ ભાઈ, ઈશુ મશીહ પર ચિત્ત લગાઈ.
સચ્ચે ઈમાન બિન પારન તરિયે, કહો તુમ કૌન ઉપાય કરિયે;
ઐસીં બાની જો જગત પુકારે, તબ મશીહ આઈ જટહિ તારે.
સચ્ચા સદ્ગુરૂ ઈશુ જાની, દિલ બિચ લહો પીછાની;
દાસ પોકારે, અય્યે જગત્રાતા, વિશ્વાસ પ્રેમ ભરો મેરે દાતા.

રા. ક.

---

૧૪૯ (૩)

કેમ પડ્યું ગફલતમાં મન તું, શિદ થયું છે આકું રે જી;
અંતકાલે તારે લખું દેવું, કેમ થશે મન તારૂં;
સાચા જન તો સતને વ્હોરી, વ્હોરી પ્રેમ ગુણ સારા.
દીન દયાને લાગી બેઠો, થશે ફત્તેતા તારા;
ન્યાયીપણાનું બખ્તર પહેરી, ધરો વિશ્વાસની ઢાલો.
તારણનો વળી ટોપ ધરીને, રૂડે માર્ગે નિત હાલો.
સત વચનોની તલવાર કરી, સત્યતા સાથે ધરજો;
વિશ્વાસ ખરો ઇસુ પર રાખી, શત્રુ સાથ તમે લડજો.
એ વસ્ત્રનું ઓઢણ કરીને, જગ વિખે મન ચાલો;
તો પ્રભુ પ્રસન્નતા રાખી, કરશે પોતાનો વાહાલો.
દાસ કહેછે ધાંટો તાણી, સુણો સહુ જગતવાસી;
પ્રભુ ઇશુનું શરણ ધરો તો, થશોજ સ્વર્ગવાસી.

૨૧. ૩.

૧૫૦ (૪)

સીદ થયું ઉદાસી મન તું, થા પ્રભુનો આસી હે જી. ટેક.
સંકટમાં તું ધીર ધરીને, મનમાં રાખી હામી;
લાજ જગતની નાખી દઇને, સાહ્ય પ્રભુનું પામી.
ઇશુએ તને શોધી કાહાડી, આપ્યું વચન સુખકારી;
દુઃખની વેળા પ્રભુ છોડે નહિ, આપે દીલાસા ભારી.
જે સંકટથી તેણે કાહાડી, કેમ હવે મૂકી દેશે;
શત્રુને તે મારે નહસાડી, તને સંભાળી લેશે.
આ જીવનમાં જાં લગ રહે તું તાં લગ રેહે પ્રભુ સાથે;

પૂર્ણ પ્રેમ પણ તને દેખાડી, ભુજ દયાનો માથે.
મરણ સમય તેડું મોકલી મહિમાવાન સેવક સાથે;
સ્વર્ગથી રથ મોકલી, મુગુટ પેહેરાવે માથે.
દાસ કહેછે દુખિયા મનને, ઇશુ થકી દીલાસો;
શરણ તમે તેનું ગ્રહો તો, મળે સ્વરગ વાસો.

ર. ક.

## ૧૫૧ (૫)

જરા તુમ ચેતો નાદાની, આદ શબ્દકુ નહિ જાની. ટેક.
આદ શબ્દ તેરા સામ હે રે, વુહ તેરા સરજનહાર;
ઓહી શબ્દકુ તું છાંડ દેતા, કૈસા ખાવેગા માર.
બેપારી સુંના રૂપા બોહોરે, બીરલા બોહોરે સતનામ;
યહ સબ દુન્યામેં છોડ જાવેગે, કોઇ ન આવેગા કામ.
જીનસે તું દુન્યામેં આયા, ઉસકો કયું બિસરાઇ;
કીરતન ઉસકે છોડ દેતા. જૂઠે ગુરૂકા ગાઇ.
યહ દુન્યામેં ફંદ બોહોત હે, લોભ, કપટ, દુષ્ટાઇ;
યહ ફંદસે છૂટ નીકલ તું, ઇશુકુ ગ્રહો ભાઇ.
દાસ કહતા હે ઇશુ શરને, સુનો જગતકે વાસી;
શિતાબીસે ઇશુકો પકડો, નહિ તો નરકકી ફાંસી.

ર. ક.

## ૧૫૨ (૬)

હમારા દેશ હે નિરાલા નિરાલા, સંત બુઝે કોઇ બીરલા. ટેક.
વોહ દેશમેં કભુ ન ચન્દા, બિન રવી વહાં અજવાલા;
ભુખ પ્યાસ વહાં કભુ ન લાગે, ધનકા નહિ વહાં મતવાલા.

આનંદી વહાં અવાજ હોતે, પ્રીય ઈશુકે કીરતન ગાઈ;
નહિ નિંદ કે દેખો સોતે, હર્ષીત હર્ષીત સબ દીન હોઈ;
પ્રેમ કિયો હૈ બડા ખુદાને, ઈસ લીયે સબ કરતે ગાન;
સ્તુતિ કરો, સ્તુતિ કરો, યેહ બોલકે દેતે હૈ માન.
તુમ ભી હો ઉસ દેશકે બાસી, ક્યું ગફલત મેં પડે રે ભાઈ;
ધરો વસિલા યશુકા તુમ, ગુન્હાકે લીયે પછુતાઈ.
વોહ દેશકું જાને ચાહતે, કમ્મર બાંધકે હો હુશીયાર;
શત્રુકું તુમ માર શકોગે, રૂહ કુદસકી લો તલવાર.
દાસ કહતા સબ દુન્યાકું, વોહ દેશકા મે આશી;
પ્રીય હમારા ઈશુ મશીહ હૈ, જીનતેં મીલતા સુખરાસી.

રા. ક.

૧૫૩ (૭)

તુમ ભૂલ ગયે રે દેશ મુસાફિર.

ક્યા મુસાફર યેહી દેશકે, તુમ હો રહેવાસી;
યહ દેશ તો બિનાશી હૈ, દૂસરા દેશ અબિનાશી.
જો કછુ દેખે અભી તુમ્હેં, ફિરહી નજર ન આઈ;
વુહ દેશ તો ન્યારા હૈ રે, કહાં ચલે મેરે ભાઈ.
અબિનાશી દેશકા રસ્તા ચલકે, જૈસા સોના અપારા;
સુભક્તો જન પાર ઉતર ગયે, પકડી યેહિ ધારા.
વુહ દેશકા બર્ણન કયા કરૂં, મુખે બોલા ન જાઈ;
નીરકંચન જહાં નદીયા બહતે હૈ, અમૃત વૃક્ષ બનાઈ.
ચલો મુસાફિર વોહી દેશકું, સુખ ચાહો જો પ્યારા;
ઈસુ મશીહકી સંગત કરલો, પાવો દેશ નીરધારા.

બિનંતિ યહ દાસ પુકારે, સુનો જગતકે બાસી;
મશીહકા તુમ ધરલો વશીલા, છૂટે નરકકી ફાંસી.

રા. ક.

## ૧૫૪ (૮)

મશીહકી બડી મેહેરબાની, હમ પ્રેમસે પાલે એધાની. ટેક.

કૌન કારન પ્રભુ જગમેં આયે, કાહેકો દેહ ધરાઈ;
પાપી કારન જગમેં આયે, પ્રાન દિયો અર્પાઈ.
ટુકર રોટી હાથ ધરીકે, શિષ્યકુ દી અપનાઈ;
જબ તુમ યહ રોટીકો દેખો, સુમરન મેરા લાઈ.
દુજી બાર પ્યાલા હાથ ધરીકે, બોલા મુખસે બાની;
પાપ નીબારન રક્ત બહેગા, શુધ્ધતાકી યેહીનીસાની.
જબ લગ રહો તુમ એહિ જગમેં, તબ લગ પાલો ભાઈ;
મેરા મરનકા ધ્યાન કરીકે, પ્રેમી ભાવ લગાઈ.
દાસ કહે મશીહ અર્જ ગુજારી, પ્રેમ ભરો મેરે ત્રાતા;
આભાર માગું પ્રભુ તુમ્હારા, સદા તું હો મેરા દાતા.

રા. ક.

## ૧૫૫ (૯)

મુક્તીનો મારગ મૂકીને. કેમ ભટકેછે ઘેલા.
સતગુરૂને ચૂકીને. કેમ ખાઈ હડશેલા.
ઈશુ વીના મુક્તી નથી.

કોઈ જપેછે વીષ્ણુ, કોઈ રામ આરાધે;
ઓદર ભરવા કારણે, જુઠી જુગતી સાધે.
કોઈ હાલે પૂર્વમાં, કોઈ પશ્ચીમ જાઈ;
કોઈ હિંડેછે કાશીમાં, ભુંડા કરવત ખાઈ.

છુપો પણ હાથે મારે, વળી ભક્ત કેહવાઈ;
ગંગાજલ માથે ધરે, ભુંડું મન ન ધોવાઈ.
એક લેઈ કડવી તુમડી, સેસ્ત્ર વાર ધોઈ;
કાપીઆખો હવે ચામડી, કડવી મીઠી ન હોઈ.
પાપ નીવારણ કારણે, સહસ્ત્ર વારે ન્હાઈ;
ડાગ લાગ્યો તારા મનને, કેમ કરીને ધોવાઈ.
દાસ પોકારે જગને, તમે આવો રે ભાઈ;
સતગુરૂ ઈશુ મલ્યો મને, તેમાં મુક્તી સમાઈ.

રા. દ.

---

૧૫૬ (૧૦)

આનંદ કરો રે અપાર, મહારાજા જગ આઈ, ટેક.

સ્તુતિ કરો હો ઉચ્ચાર, દિલમેં મંગલ ગાઈ.
સૃષ્ટિમેં હુવા આનંદ, દીનોકું મિલી દયા;
પાપી નિકટ અપાર, મશીહકા શરન પાયા.
છોડ દીયા નીજ તાજ, લાજ ધરી સીર પર;
જો જીવનકા દાતાર, પ્રેમ ખડા કીયા મુજપર.
ડુબે જ્યું બીન આધાર, વૈસાહી મૈ મરતા;
પકડ લીયો મેરો હાથ, દેખો પ્યારે એહીત્રાતા.
ગુનાહુંકું દીયે બક્ષાઈ, મુઝે દી શાંતી અપાર;
અબ કીયું ન માનું દાતાર, સ્તુતી મૈં કરૂં નીરધાર.
દાસ કરે રે પોકાર, અરજ મેરી જગરાજા;
પામું તુજ સંગ અપાર, દીલ મેરા હોવે તાજા.

રા. દ.

## ૧૫૭ (૧૧)

પ્રીતિથી ઈશુને સેવારે, મન મારા પ્રીતિથી ઈશુને સેવા ટેક.

આકાશેથી પ્રભુ આવી કરીને, લીધો મનુષ્ય અવતાર;
દાઉદ પુરમાં જન્મ લીધો પ્રભુ, મનુષ્ય કહેવાયો નીરધાર.
દીનો પર દયા ઘણી કરી છે, દુખિયાનાં ટાળ્યાં દુખો;
ભુખ્યા જનોને ભોજન દીધાં, સર્વેની ભરી તેણે રૂખો.
એક સમયે પ્રભુ માર્ગે હિંડતાં, જન્મ અંધાને દૃષ્ટી દીધી;
કાદવ લઈ આંખે લગાડ્યો, આંખો નીરમળ કીધી.
નેનનગરને માર્ગે ચાલતાં, બીજી દયા દેખાડી;
મુયેલા બાળ પર હાથ મૂકીને, તરતજ દીધો ઉઠાડી.
ગરીબવીધવાનાં દુઃખ ટાળીને, પ્રભુ થયો આધાર;
એવાં કામો અગણીત કીધાં, કેમ કરી કરૂં વીસ્તાર.
દાસોનો દાસ એમ કરી ગાઈ, ઈશુ મારો આધાર;
કલંકના ભારોથી છુટો કરચો મને, કેમ ભૂલું ઉપકાર.

રા. બ.

## ૧૫૮ (૧૨)

કરૂં ગાન મસીહ તુમ્હારા, બડા ભયા ઉપકાર રે.
નિરાસ કલનમેં મૈં પડા થા, દીયા દયાકા હાથ રે;
બડી રેહેમ મસીહ તુમ્હારી, મિટી મરનકી રાત રે.
સેવક તુમ્હારા તુમને ભેજા, મૈં પાયા યેહિ બાત રે;
ઈશુ મસીહ જગમે આયા, પાપી કી નિજાત રે.
જો ધરે ઈમાન મસીહ પર. કરે ગુનાહોંકા ઈકરાર રે;
લોભ લાલચકું ત્યાગી દેવે, તર જાવે ભવ પાર રે.

હાંક પોકારી મસીહ બોલાવે, આવો તુમ લાચાર રે;
ગુનાહ તુમ્હારે મુજપર ડાલો, લો મેરા આધાર રે.
મેરી ઝુંસરી તુમપર ધરલો, લો બડા બિસ્રામ રે;
દાસ કહે કર મસી પ્યારા, પાયો અમર ધામ રે. રા. ક.

૧૫૯ (૧૩)

પ્રભુ મંડપમેં કોન બસે, જોંહાં ચલે રેની પ્રેમસે. ટેક.
જિનકા વ્યવહારા જગસે નિયારા, કરની કરે સચે શુદ્ધ આચારા;
જિનકે દીલમેં શુદ્ધ બિચારા, સચે બચન બોલે નિરધારા.
જુઠી બાનીકું દૂર ત્યાગે, દીન જનોકોકું મદદહી લાગે;
દુખિયા જનોકો દુઃખ નહિ દેવે, પ્રેમ રખી સંભાલહી લેવે.
પાડ પડોસીકા હિતહી કરતા, નીચ બાત પર દિલ નહિ ધરતા.
ભક્તો જનોકું આદર દેતા. બચન પાલી મુસીબત લેતા.
ધન દેખી જો લોભ ન કરતા. કામ કાજમેં લાંચ ન ધરતા;
દાસકી બીનતી સુનો જગ ત્રાતા. પ્રેમી સત્ય ગુણ ભરો મેરે દાતા.
રા. ક.

૧૬૦ (૧૪)

બાજી મોરી નામસે લાગી. દિલકી ભ્રમના ભાગી. ટેક.
દાવ મૈ તો હાર જાતા થા, પાશા મેરા મસીહ ન હોતા થા.
બોહોતેક હારે જુગારી, જીનો પર કરજ ચહડા ભારી.
કરજ તુમ કૈસે વાલો ભાઈ નિરાદિન માયામેં લપટાઈ.
જીનોકુ જીત લેતા શૈતાન, હારકે વોહ દેતે હે નિજ મન.
ઠગાઈ એો કરતા હે ભારી, લાલચ તો બતાવે પ્યારી.
શૈતાની ફંદસે છુટો ભાઈ, સતસે શત્રુ પર કરો ચઢાઈ.
દાસ કહે જીતું મેં શૈતાન, મસીહ મેરા હે મેહેરબાન.
રા. ક.

## ૧૬૧ (૧૫)

ઈશુની પ્રીત ઘણી રે, મને લાગે પ્યારા. ટેક.
પ્રભુ મારા દુર્બલ કાજે દુખિયા થયા;
મારી બિહીક ગભરાટા જતાં રહ્યાં.
ઘણી મારા મજ લીધે ધિકરાયા;
મારીનાંખા મારીનાંખા કરાયો.
પ્રભુએ વળિ સાટાના મારજ ખાધા;
કાંટાના મુગટ માથે લીધા.
પ્રભુએ થપડાકો ખાઈ સહન કીધું;
માર ખાઈને ઉત્તર નવ દીધું.
પ્રભુ મારા ગંભિર મનનો વિવેકી;
તાણા મારી તે પર થુંકી.
પ્રભુ મારો પાપી કાજે થયો દુખી;
અંતે મરણથંભ માથે રાખી.
દાસની અરજ સુના જગવાસી;
ઈશુથી સુખ મળે અવિનાશી.

રા. ક.

## ૧૬૨. (૧૬)

મરણસે ક્યું ડરતા મન તું, મરણસે ક્યું ડરતા રે. ટેક.
એ જીંદગી નીંદ સમાની, સાતા જન ક્યું ઉઠે રે;
આરામીસે દેશ પધારે, સુખ ચેનમેં બેઠે રે.
યહ નીંદ ભક્તો પર આઈ, સુખ ચેનસે સાતે રે;
બહુતક જન તા ઐસે બાલે, સલામ પ્યારે જાતે રે.

વાહ દેશકા મરણ દરવાજા, યહ બિન કોઈ નહિ જાતા રે;
જૈસા કોઈ જન મેહેલ પૈઠે, આરામીસે રેહેતા રે.
પાઉલ બી એ હાંક પુકારે, બોલા મુખસે બાની રે;
કાંહાં ખડા અએ મરણ તેરા જય. કાંહાં હૈ તેરી હાની રે.
કબરમેં ગાડા જય તેરા, વિષ ગયા હૈ સારા રે;
દાસ કહે મસીહ કર પ્યારા, જાવે મરણકા ભારા રે.

રા. ક.

---

૧૬૩ (૫૭)

બાહદુર જો કહિયે, શૈતાન સંગ લડે. ટેક.

યહ જગતમેં યુદ્ધ ચલત હૈ, તરેહ તરેહ કે ભાઈ;
બોહોતેક જન તો રાજ ગોમાવે, પ્રાન દેત ગુમાઈ.
એક લડત હૈ જગસે નિયારી, સંતન લડતા ભારી;
ભ્રષ્ટાત્મકકે હાથ ન પડતાં, લડત લડે બિચારી.
સત કલામકા મનન કરતા, હોત યુદ્ધ તયારી;
સત બચનો દિલ ભિતર રાખી, શૈતાન હોત લાચારી.
દુરગુણોકું માર નિકાલે, પ્રેમી ગુણ દીલ ભરતા;
કલામ ખુદાકા તલવાર કરકે, ઈમાનકી ઢાલસે લડતા.
રાસ્તબાજીકે બખ્તર પહેની, સત્ય કમ્મર લગાઈ;
નિજાતકા સિર ટોપ ધરતા, શત્રુકુ દેવે હરાઈ.
યહ લડત તો લડતા બિરલા, છુટા શત્રુસે ભાઈ;
એ દુનિયા મહા ફંદી જાની, ઈશુ પર ધ્યાન લગાઈ.
દાસ રહી ગુરૂ આધિન બોલે, એહ લડત હમારી;
ઈશુ મસીહકુ સાથ રાખી, હોત જાવે ભવપારી.

રા. ક.

## ૧૫૪ (૧૮)

સંઝા સુમરન કરો મેરે ભાઈ. ઈસુ મશીહ પર ચિત્ત લગાઈ. ટેક.

સુમરન કરતા હોત ફુલવાના, ઈશુ મશી જો રીત શીખાના.
સાંજ ભઈ પ્રભુ ડુંગરહિ ચઢતા, પિતાસંગ હિલમિલ બાતહી કરતા.
એક સમય શિષ સંગ લીવાઈ, ટેબર પરવત ચહડે મેરે ભાઇ.
બાંત ચલી જહાં પ્રભુરે મરનકી, ક્યોંકર નીજાત હોઈ સબ જનકી.
મુસા એલી સંગ બાતહી કરતા, પિતર દેખી મન બોહોતેક ડરતા.
પિતર મુખસે બાની ઉચ્ચારી, મંડપ બને જો તીન ગુનકારી.
અરજ સુની પિતા મંડપ છુાઈ, એ પુત્ત મેરા જો જગમેં આઈ.
દાસ ગાઈ સંજા સુમરન કરતા, ધન્ય ધન્ય હો જગકે ત્રાતા.

ગા. ક.

## ૧૫૫. (૧૯)

ગુરૂ કૌન પૂરા. જીનકે મનમેં પ્રેમ ભરા. ટેક.

સચ્ચા સતગુરૂ જાકો કહિયે, હોઈ જગસે ન્યારા;
કલંક કપટ જામે મિલે નાહિ, શુધબુધમે હોયપૂરા.
લોભ સ્વાર્થ દૂર ત્યાગે, કલંક લે સિર ભારા;
પાપી જનકે પાપ મિટાવે, ઔર કરે ઉધારા.
વૈસા સતગુરૂ હમને દેખા, ઈશામશીહ ભરપૂર;
પાપી જનકા પાપ મિટાવે, ટાલે દીલકો કૂડ.
જગતી ગુરૂ નહી પાપ નિવારે, લોભ રાખે દિલમાઈ;
તન મન ધન સબ અર્પ માગે, દાસ કહે ચેતાઈ.

ગા. ક.

૧૬૬ (૨૦)

ભજ મારા મન પ્રભુને, પ્રભુ ગુણજ ગાઈ. ટેક.

કરૂણા રૂપ ઈશ્વર ઘણો, વળી નીજ દયાળુ;
પ્રેમ બતાવે મઘ તણો, જાણું પૂરણ માયાળુ.
આખી રાત સંભાળ્યો, જોઈ રજની સારી;
દુઃખ સંકટેથી ટાળ્યો, ગુણ ગાઉં આભારી.
ઉઠી હવે મન હેંડ તું, રૂડાં કામો કરવા;
માગ પ્રભુ પાસે જોઈતું, ખરો ભાવજ ધરવા.
સર્વ સગા સાથે ચાલજે, પ્રેમી ભાવજ રાખી;
પ્રભુ સ્મરણ મન રાખજે, વેર કપટને નાખી.
ઈશુતણી ચાલ નિહારજે, પૂરોજ નમ્ર દેખાઈ;
શુદ્ધ ભાવના મન ધારજે, થવા પૂરણ ન્યાઈ.
ગુણ ગાતાં દાસ વિનવે, સુણો જગના રાજા;
વહાલો ઈશુ મને ભાવે, કરો મન મારા તાજા.

રા. ક.

૧૬૭ (૨૧)

જેથી જગત ભુલી પડી રેજી. ટેક.

અનર્થ બન્યો એક જગવીખે, સર્વ કલંકી ઠરાઈ;
નર નારી ભૂલ્યા શત્રુ શીખે, જેથી પાપ ભરાઈ.
ધુર્ત્ત શત્રુ રૂપ લઈને, બોલ્યો મુખે વાણી;
ફળ ખાતાં રોકી કોણે તને, શું એથી અકલ ગુમાની.
ફળ જોતાં સુંદર ઘણું, વળી ખાધે ગુણકારી;
તોડયું તે ફલ ઝાડ તણું, ખાઈ ભુલી નારી.

પછી આપ્યું નિજ સ્વામીને, આદમ નામ કેવાઈ;
આઈને જાણ્યું ભૂલવ્યો મને. મનડે બીક ભરાઈ.
પાન સીવી ઓઢણ ઓઢીયાં, થયા મહા લજ્જાકારી;
પ્રભુતણા હુકમ તોડીયા, સંકટ તેથી આવ્યું ભારી.
ત્રીજે પોરે પ્રભુ આવ્યા, સુંદર વાડી માંઈ;
નરનારી જાણી સંતાઈ ગયાં, પ્રભુ વાણી જણાઈ.
આજ્ઞા ઉલંઘન જે કરી, તેથી કલંક લાગ્યો બધાને;
માત પિતા સહુના ઠરી, સંકટ દુખે ઘેર્યા મરણે.
દાસ વચન માની દેવનું, મનવીએ હરખાજે;
જગત તણા તારણનું, સુની પ્રભુ કીરતન ગાજે.

રા. ક.

૧૬૮ (૨૨)

મનડું ભુલું પડ્યું જગમાંઈ, સતગુરૂએ માર્ગ જણાવ્યો. ટેક.

આ જગતમાં છે માર્ગ ઘણેરા, ભુલ્યા મન કાંહાં જાઈ;
કાંટા ઝુંપર ઝુંચે જગમાં, જાણી લે મન માંઈ.
અજ્ઞાન અંધારૂં વિલાશ મટાડી, પાપી નિંદથી જાગ;
સત લેખનો દીવો કરીને, રૂડે માર્ગે લાગ.
લોભી, ઢોંગી, ગર્વી, ધુતારા, માર્ગે ચાલે અપાર;
જુઠપણાનો પિતા જે છે, શત્રુ હિંસા કરનાર.
એ ધુરતોને જાણી કરીને, ચાતુર થા મનમાંઈ;
દિવ્ય પ્રકાશી ખ્રીસ્ત જાણી, જે જીવન માર્ગ જણાઈ.
દાસ કહેછે સત પથ જીવન, ખ્રીસ્તમાં દેખાઈ;
સતલેખ દરપણ કરીને, જાણ્યું મેં મનમાંઈ.

રા. ક.

૧૬૯ (૨૩)

ભલે આવ્યા પ્રભુ રે, મને તો મલ્યો ઊંચ આધાર.
દોષ મારા તમે લિધા રે, છુટકો પામ્યો અપાર. ટેક.

ન્યાયી જન કારણ કોઈ મરે, એવું મજ મનથી રે મનાય;
પ્રેમ જણાયો મને તુજતણો, હું પામ્યો તારણોપાય.
નિરધનને ધન સંપત દઈ, તું ખાલી થયો મજ કાજ;
મહા રૂણ મજ વાળી દીધાં રે, છુટકો પામ્યો આજ.
ન્યાયી પિતાનો દંડ તેં શિર, લીધો છે મજ નાથ;
દાસ આરા પ્રભુ તજતણી રે, સ્વરગી થજે મજ સાથ.

રા. ક.

૧૭૦ (૨૪)

જગતરાજે મિલતે સંગે, મસીહ પર કરતે હે દંગે. ટેક.

બોલતે હે બાત અબિચારી, અમારા જોર હે ભારી.
ગુમાન ધરી બોલે બાની, બંધનકી કરીયે ધૂલધાની.
જગપતિ દેખી હશે જનકો, રે ભરોસા હે તેરે તનકો?
ભુસા જ્યું પવનમેં ઉડતા, ઠીકાના વાકા નહિ લગતા.
હાત ધરી લુહવેકા રાજદંડ. શત્રુકુ માર મીલે અખંડ.
રાસ્તી મસીહકી હે ભારી, હોવેગા સબ અધિકારી.
માની જો મસીહકુ લેતા, પ્રીય ખોદાકા વોહ હોતા.
સુતકુ ચુંબન કરો રે ભાઈ, દંડ હો જાવે તેરા મિટાઈ.
સુની શીખ માનો નરનાર, દાસકા મસીહ હે સરદાર.

રા. ક.

## ૧૭૧ (૨૫)

આલ મને તલવાર રે મહારાજા.

વેરી ઉઠે વેર લેવા, કરે જોર અપાર; ટેક.
શુભ વિચારો દાબીનાંખે, મન થાય હુશીયાર.
બીજો શત્રુ જગત જાણે, મારે નિંદાના માર;
શુભ રીતે તજ નામ લેતા, ઠઠ્ઠા કરે અપાર.
મહા બળિયો શેતાન શત્રુ, બાંધી ધનુશબાણ;
ભુખ્યો સિંહ શીકાર શોધે, શત્રુ શોધે મજ પ્રાણ.
સાહ્ય માગું સરજનહારા, વેળા વારે આવ;
દુઃખી દાસની અરજ ઈશુથી, ગડ થઈ બચાવ.

રા. ક.

---

## ૧૭૨ (૨૬)

હે પ્રભુ દિલાસા દેતા રેજો રે. આ દુખિયાં મનને પ્રભુ દિલાસા દેતા.

જેમ દરિદ્રી દુખી બિચારો, તેમ ફરૂં આ ઠામે રે;
અટલ નામ અંતરમાં ધરતાં, નિંદ કરે તજ નામે.
અનાથનો પિતા પ્રભુ જાણું, જાણું સંકટ હારો રે;
પ્રેમી ગુણ પણ તજમાં પામી, કરૂં દુઃખ વિસારો.
વચનનું સ્મરણ પ્રભુ રાખો, શાંત કરો આ તનને રે;
અવગુણ હુંથી દૂર કરીને, શુભાવ શિખાવો મનને.
જગ વિખે હું જાંહાં લગ જીવું, તાંહાં લગ રેહે મજ સાથે રે;
અમર દેશના વચનો આપી, ભુજ દયાનો ધર માથે.
દુખભંજન વાહલો ઈશુ જાણી, દાસ માને એ વાણી રે;
મહા બોજ મજ સિરથી લીધો, નરકથી લીધો તાણી.

રા. ક.

૧૭૩ (૨૭)

અમને નહિ પ્રતાપ, પ્રભુ નહિ અમને;
સ્તુતિ, સામર્થ, માન, સર્વ સોંપુ તમને. ટેક.
જીવંત જગનો નાથ, પ્રભુ મારો પૂર્ણ દયાળ;
જેનો આદ નથી કંઈ અંત, ટકે તે સદા કાળ.
સતગુણમાં ભરપુર, પ્રેમજ નામ માન્યું;
પ્રેમ પ્રગટ્યા છે આજ, સુત દિધો જાણું.
જગત પૂછે પ્રભુ કાંહાં, દાખવો અમને;
જો પ્રભુ હોય તમ પાસ, સંકટ શા તમને.
ઊંચે સિંહાસન બેસી, નીહાળે જગને;
મુરત બનાવે જે મૂરખ, મારશે તે ઠગને.
દાસ ધરે મન આશા, ભરોસો લાવતાં;
જગત તણા મહારાજ, ઈશુને ગાવતાં.

શા. ૬.

૧૭૪ (૨૮)

ક્યા બેલો બે ઢંગા, જામેં ઢંગ નહિ ઉમંગા. ટેક.
કામાતુરી જન કઢંગ બેલે, જીનકા મન નહિ ચંગા;
પર તરિયાકુ મોહ લગાવે, રંગ ડાલે બેઢંગા.
ઉપર ધોલા મનમેં મેલા, દીસત હે બેરંગા;
હય સંગ જ્યું રાશભ બિરાજે, દીસત હે કસંગા.
સંતન બેલે જગસે ન્યારા, જામેં અપાર ઉમંગા,
પ્રેમી બચનોંકી લહેર ચલાવે, મુખપર નુર સુરંગા.
અમૂલ રંગ સંતન છાંટે, અખંડ અત્તર લગાઈ;
મહારાજ ઈશુકુ શિર ધરીકે, દાસ નમી ગુન ગાઈ.

શા. ૬

## ૧૭૫ (૨૯)

હવે અમર બનશે મારી કાયા રે જી. મેં તો જુઠી જાણી જગતી માયા.

પલ વરસાનું આયુશ જાશે, નિંદ તણો વિસામો;
જગનાયક પ્રભુ પ્રગટ થાશે, અનેક જોઇશ વિરામો.
સિંગતણો નાદ દૂતો વગાડી, સહુ મરતો ઉઠાશે;
સંત જણા સુર સાદે ઉઠી, પ્રભુતણા ગુણ ગાશે.
સુંદરરૂપે શબ બદલાઈ, પ્રભુ પેઠે એ થાશે;
મહા મહિમાના ઓઢણ ઓઢી, પ્રભુ આશિસ શીર લશે.
પ્રભુ ધિકારશે દુષ્ટ જનોને, બોલી મુખથી વાણી;
"નરક કુંડમાં પડો રે શરાપી," શત્રુ લેશે હરખે તાણી.
સુખાનુભવ સંતજ પામી, મનડે પૂરણ હરખાશે;
દીન દાસ કરે અર્જ ઇશુની, કારે મહિમાનો દિન દેખાશે!

શા. કે.

## ૧૭૬ (૩૦)

જેનું મનડું લાગ્યું પ્રભુ સંગરે, નમ્ર ભાવે પ્રભુને સેવશે જી. ટેક.

સુખ જાણી પ્રભુ સંગમાં રે, દૂર કરે કુસંગ;
નિંદક આસને નવ બેસે, તેના મનમાં પૂરો ઉમંગ.
હરખે શીખે સત જ્ઞાનને રે, હર ઘડી રાખે ધ્યાન;
નદી નીરે વૃક્ષ પલે, તેમતૃપ્ત રેહેશે એનું મન.
ફલ આપેછે તે ઘણાં રે, સદા રહે નિજ પાન;
શુભ સફલતા પામશે વળી, પ્રભુ આલે ઘણા દાન.
ભુંડાને ભક્તિ ન ભાવશે રે, કરશે હઠીલાં કામ;
ભુંસા પેઠે પાપી ઉડે, નરકે થશે જેનો ઠામ.

ભક્તિ કરો સાચા ભાવથી રે, ઈશુ રાખો સહાય;
પાડ ઘણેરો દાસ પર, શીશ રાખે છે પ્રભુ પાય.

રા. ક.

૧૭૭ (૩૧)

હોઈયેં દીનદયાલ મસીહજી હોઈયેં દીનદયાલ રે. ટેક.

દુખિયા જનકે દુખહી હરતા, નિરાશા આશા પાતી રે;
રેહેમ કરો અયે દાઉદ સુતા, બાળક દુખી પીડાતી રે.
સોર સુની સ્વામી રાહ ચલાઈ, પલભર નહિ ગણકારી રે;
ફીરહી તરિયા હાંક પુકારે, સ્વામી હો ઉપકારી રે.
નજર ફીરાહી પાછુળ દેખ્યા, મુખે બાની ઉચારી રે;
બાળક રોટી શ્વાન દીજે, યહ નહિ ગુનકારી રે.
હા, પ્રભુજી, મૈં હું તૈસી, તો ભી કરૂણા કીજે રે;
દીન દાસી અર્જ કરી હે, મશીહજી સુન લીજે રે.
ભરોસા ભારી હૈં તરિયા, અર્જ હુઈ ફલમાના રે;
ઐસે કૃત પ્રભુ જગમેં કિન્હા, જાકે અનેક પ્રમાના રે.
તન મન રોગી સબહી આવો, નિર્ભય ઈશુ પોકારી રે;
દાસ કહે ઈશુસે પાયા; હર્ષ અપરંપારી રે.

રા. ક.

૧૭૮ (૩૨)

જો જન ખ્રીસ્ત રહિત રે. આ ગોથે ખાવે. ટેક.

ભ્રમ બંધનકી જાલમેં, જગ સારા લપટાવે.
મુક્તિ કારણ દેશ દેશ ભટકે, વ્યર્થ જન્મ ગમાવે.

જોગી જતિ જો જંગલ બસાઈ, ઔર સમાધ ચહડાવે.
એ સેવાસે કામ ન સુધરે, નિષ્ફળ શ્રમ ઉઠાવે.
દુજે ઉપાય અનેક અપારા, વાસે ન મુક્તિ પાવે.
કહે વિશ્વાસી સુનો ભાઈ, ઈશુસે તારન પાવે.

બી. ૨૧.

૧૭૯ (૩૩)

મસીહજીકુ ભજો મેરે ભાઈ. તારો તારો જન્મકો પાપ મીટ જાઈ; ટેક.

એહી જગતકો પાપ હરનકો, ઈશુ દેહ ધરાઈ;
પાપીન કારન પ્રાન ગંવાયો, તીન દિન ઘોર સમાઈ.
ક્રિયા કર્મ તોરે કામ ન આવે, પ્રાન છુટ નરકે જાઈ;
જબ તુમ ઈશુકુ ભજો ભાઈ, તબ સર્ગધામ સુખ પાઈ;
કહે વિશ્વાસી સુનો ભાઈ સાધુ, ઈશુ બીના દુજા નાઈ.

બી. ૨૧.

૧૮૦ (૩૪)

ભજો હો મૈયા ઈશુ. સદા મેહેરબાન. ટેક.

જગ કરતા ગુરૂ પ્રેમકો સાગર, પાલ રાકે સકલ જહાન;
પાપીકે કારન ગુરૂ જગમેં આયે, અર્પણ કિયો નીજ પ્રાન.
એ સતગુરૂકી બલબલ જાઓ, અએલ પુરૂષ બસે નિર્બાન.
કામ, ક્રોધ, લોભ, માયા તજીકે, સદ્‌ગુરૂ ઈશુપર લાવો ઈમાન;
ધન સંપતિ કુલ પરિવારા, જાત રહે સબ સપન સમાન.
કહે ઈસ્વી ઈશુ શરણસે, પાવો સ્વર્ગ સુખ ઠીકાન.

બી. ૨૧.

## ૧૮૧ (૩૫)

જો જન ગ્રહે શરણ ઈશુકી. ઓહી ભવતે ન્યારા હો. ટેક.

આદ અંતકા ઈશુ સ્વામી, ઔર જગત કરતારા હો;
પાપ હરતા અદભુત કરતા, સત વેદ પ્રસારા હો.
પાપી કારન દેહ ધરાયો, આયો જગ મોઝારા હો;
યેહી જગતમેં અતિ દુખ સેહેકે, પરાક્રમ કીયે અપારા હો.
મુંગે બેહેરે ચંગે કીન્હે, રોગી અનેક પ્રકારા હો;
ધન્ય દયાળ એ ગુરૂ કહાવે, સંતકું લેત ઉગારા હો.
સંત આશા સદા રાખો, ઓહી તારન હારા હો;
તીર્થ બર્ત સબ સાધન સાધે, ભ્રમ અનેક પ્રસારા હો;
બ્રહ્મા વિષ્ણુ શિવ આરાધે, વુહ નહિ સતાવતારા હો.
દાન ધરમસે પાપ ન મીટે, ક્યા કરે વેદ આચારા હો;
કહે વિશ્વાસી સુનો ભાઈ સાધુ, ઈશુ મુક્તી દાતારા હો.

બી. રા.

## ૧૮૨ (૩૬)

સુમરન કર સત સાહેબકા હો. ક્યું ભુલતા હે ઘડી ઘડી. ટેક.

યહ જગત હે સપનેકી બાજી, છુંદ બીતે આવી મોત ઘડી;
કાયા જોબનકી પ્રીત ન કીજે, કોઈ દીન મીટીમેં રહેગી ગડી.
શૈતાન શત્રુ તાકી રહ્યો હે, નીજ કમાન પર તીર ચહડી.
બેગી હોકે ધાવો સબ ભાઈ, તારણ ઉપાયકું લો પકડી.
તારણ ઉપાય ઈશુમેં જાનો, તાસે પાવો આકાશ મડી;
કહે વિશ્વાસી જો મુખ ઈશુ નાહિ, વુહ જીંદગીમેં ધૂળ પડી.

બી. રા.

## ૧૮૩ (૩૭)

હું છું તમારો દાસ મશીહજી, હું છું તમારો દાસ રે. ટેક.

કૃપા કરી મજ કલંક ટારો, કરો દુષ્ટપણાનો નાશ રે.
આ સંસાર ભર્યો પાપથી, નથી રેહેવાનો વાસ રે.
શેતાન શત્રુ તાકી રહ્યો છે, ધરી પાપની ફાંસ રે.
સાહ્ય કરો મુજ દીનદયાલુ, ધીર પડે મજ સ્વાસ રે.
શુધ બુધ સુજ્ઞાન દઈને, મજ મનમાં કરો પ્રકાશ રે.
તુજ દયાથી તારન મલે, એથી ઘણો ઉલ્લાસ રે.
જે જન તુજથી જુદો રે છે, તે સદા રેહશે ઉદાસ રે.
ઈશુ શરણ લીધા થકી, મલેછે આકાશ વાસ રે.
કહે વિશ્વાસી ભજો ઈશુને, મનમાં રાખી વિશ્વાસ રે.

ખી. શા.

## ૧૮૪ (૩૮)

માનો માનો મૂર્ખ ગમાર, દુનિયા હૈ સપના. ટેક.

માલ મતા તેરે નહિ હો સપના, તુમ છોડ ચલોગે એહીધાર.
કુટુંબ કબીલા નહિ અપને હો સપના, કછુ ન આવત કાર.
જપ તપમેં નહિ સાર હો સપના, તુમ કેસે ઉતરોગે પાર.
ઈશુ બીન સબ ફોક હૈ હો સપના. તુમ પડોગે નરકમોજાર.
કહે ઈસ્વી તુમ ચેતો હો હૈ સપના, તુમકુ ઈશુ લેવે ઉગાર.

ખી. શા.

## ૧૮૫ (૩૯)

દેખો એ મનવાં કાંહાં લેજાઈ. ગતી ના પાઈ. ટેક.

કોઈ મન જપ તપ કરત હે, કોઈ મન પત્થર પુજાઈ;
કોઈ મન દાન પુન કરત હે, કોઈ મન ગંગામે નાઈ.

કોઈ મન બેચરા કોઈ કાલિકા, કોઈ મન ઈંગલાજ માઈ;
કોઈ મન ગોકુલ મથુરા જાઈ, કોઈ મન કાશી બસાઈ.
કોઈ મન રામ કોઈ મન સીતા, કોઈ મન ભભુત લગાઈ;
કોઈ મન બ્રહ્મા વિષ્ણુ જાપે, કોઈ મન શિવ ભક્તાઈ.
એ સેવા સબ મિથ્યા જાનો. દિયા જગત ભુલાઈ;
કહે ઈસી ઈશુ શરણે આવો, ઓહી ભ્રમ મીટાઈ.
બી. ૨૧.

૧૮૬ (૪૦)

દેખો સ્વારી મોતકી, કૈસી ઝડપસે જાઈ. ટેક.
એ મોતને કોઈકુ ન છોડા, ઔર નહિ છોડે ભાઈ;
ચુકાનેકી તુમ કરો ચતુરાઈ, તો ભી ચૂકે નાઈ.
અવસર આવે એ ભી આવે, તુરત કરે ચહડાઈ;
છોટા બડા બીચ ઉમરકા, મરદ હોઈ કે માઈ.
રાજા સરખા સરખી રઈયત, સરખી સબ રોરાનાઈ;
ઈનકું કોઈ દિન છોડે નાહિ, સબકું જરૂર લે જાઈ.
મોજી સોખી એરાઆરામી, ઈનકે ઉપર ભી ધાઈ;
ભક્તિવાલા ઔર ભોલા, વાકું ભી છોડે નાઈ.
ઝપટ ઓંટ મારકે લેવે, કામી કરોધી ઠગાઈ;
સાધુ સંગ કે સેવક લેવે, લેવે અતીત ગોસાંઈ.
એક કે પીછે એક જાવે, તીજા ચોથા ચલાઈ;
કોઈ કોઈકી સંગત કરકે, સબહી મર જાઈ.
સ્થાવર જંગમ માલ મતાકું, એહી મોત છોડાઈ;
ભાઈ ભાંડુ સગા સનેહી, જરા મદદ નહિ આઈ.
એ સોદા સબ જુઠા હૈ હો, નહિ વામેં સાચાઈ;
કહે બિશ્વાસી સોદા સાચા, ઈશુ નામસે પાઈ. બી. ૨૧.

૧૮૭ (૪૧)

પલક ના બીસરૂ. ઈશુ નામ. ટેક.

જગ કરતા વુહ તારણ દાતા, ઓહી હમારો સામ.
સાગર સમાના પાપ બહુત હૈ, પરલે ગયે પાયે નહિ ઠામ.
ઈશુકુ રટના ભવજલ તરના, પાઈયે અવિચલ ધામ;
અખંડ નાવ સતગુરૂ ઈશુકી. બિશ્વાસસે કરો હામ.
કહે વિશ્વાસી સુનો ભાઈ સાધુ, સ્વર્ગ હમારો ગ્રામ.

બી. રા.

૧૮૮ (૪૨)

તુમ ક્યા દેખો ઘટમાંહી રે. ઓ દેખ્યા ન જાઈ. ટેક.

નહિ ઓ કાળા નહિ ઓ પીળા, નહિ કછુ રૂપકે માંઈ;
નિરાકાર નિષ્કલંક જાનો, પ્રેમ રૂપી સમાઈ.
અખંડ અનાદિ અકલ્પિતં ભાઈ, વાકુ ન કલ્પા જાઈ.
અનંત વ્યાય સર્વ વ્યાપી, તો પણ ન દેખા જાઈ;
અપના ઘટ હૈ પાપકો સાગર, વામેં ઓ કૈસા પાઈ.
કહે વિશ્વાસી સુનો ભાઈ સાધુ, વાકો રૂપ ઔર રેખા નાઈ.

બી. રા.

૧૮૯ (૪૩)

કરો નિત શૈતાનસે ઝઘડે. શૈતાનકે બુરે હે રગડે. ટેક.

સોચે ઓ ભક્ષ આલમકા, શેર જ્યું ફીરે જંગલકા.
વાકો જીતના મહા ભારી, શસ્ત્રબીના મતકરો સ્વારી.
સતકે શસ્ત્ર સજો અંગમે, શૂરા જ્યું લડતા હૈ જંગમે.
બચનકી બાંધો શમશેર, શૈતાનકો તાસે કરો તુમ જેર.
કહે ઈસ્વી લડો જાગી, મદદ ઈશુસે તુમ માગી.

બી. રા

૧૯૦ (૪૪)

ભજ ઈશુકા નામ રે. મન મૂઢ નાદાના. ટેક.

એક મન ભુલે દો મન ભુલે. ભુલી સકલ જહાના;
ઘટ ભીતર દેખી નીહારો. કાઈ કુ પાયે પ્રાના.
ધન સંપત્તિ કુલ પરિવારા, સબકુ છોડ જાના;
એહી જગત હૈ સપનેકી બાજી, ફીર ફીર નહિ આના.
જપ તપસે તારન નહિ ભાઈ, ક્યા કરે બેદ કુરાના.
ઈશુ બિના સબ મિથ્યા જાનો, આખર કુ પસ્તાના;
કહે બિશ્વાસી ઈશુ શરણસે, મીલે અમર સુખ ઠીકાના.

બી. રા.

૧૯૧ (૪૫)

તુમ સુનો સજન, વોહ તારનદાતા વિશ્વપતી.
ગુન સતગુરૂકે તુમ ગાઓ સજન, વોહ તારનદાતા વિશ્વપતી. ટેક.

ઘટ ઘટકા વોહ અન્તર જામી, જાણ શકે સારી ગતી;
દીન દયાળ દયામય સ્વામી, પરાક્રમમેં નહિ કાચો રતી.
સકલ જગતકે પાપ હરનકું, કષ્ટ ઉઠાયો અપાર અતી;
ઓ ગુરૂ બિન તારન નાહિં, કયા સાધુ ઔર જોગી જતી.
સારી જહાનકા ભરમ મિટાવો, મિટાવો સારી કુરમતી;
ગુરૂ આધીન યેહી દાસ માગે, બક્ષો નિરમલ શુદ્ધમતી.

બી. રા.

૧૯૨ (૪૬)

મન માને નહિ. ગુરૂ ગીયાનકી બાની. ટેક.

ગીઆન ધ્યાનકી બાત ન જાને, નિશ્ચિંત હોકે કરે ગુમાની;
મન કલ્પિત ગીઆન કથીકે, રૂપ ધરે જૈસે પુરે ગીઆની.

ધન સંપતકી કરે બડાઈ, મદ માયા લે ફિરે મસ્તાની.
જોગી જતી મન અતીત કહાઈ, નિશદિન ધુનીસે રહે ધ્યાની.
સતગુરૂકી જો માને બાની, ઓ ભરમમેં નહિ લપટાની.
કહે વિશ્વાસી ભજો ઈશુકુ, એહિ ગુરૂ ગ્યાનકી બાની.

ખી. રા.

૧૮૩ (૪૭)

હજી ગુણ સતગુરૂકે ગાવો, તુમ સદા પ્રેમ બઢાવો. ટેક.

ગુરૂ ગુન ગાના પ્રેમ બઢાના, નિશ દિન ધ્યાન લગાના.
ગુરૂ ભજનસે અતિ ફળ પાવે, સબ કલંક મિટ જાવે.
ગુરૂ શરને આવો ધાઈ, એહિ લેવત બચાઈ.
એ ગુરૂકી બલ બલ જાઊં, મનમેં સદા હરખાઊં.
કહે વિશ્વાસી માનો ભાઈ, ગુરૂ ઈશુ કહાઈ.

ખી. રા.

૧૮૪ (૪૮)

ભજો ગુરૂ ઈશુકુ પિયારે, એહિ ભવજલસે તારે. ટેક.

ભવજલ ભર્યો પાપસે, કોઈ નહિ બચે આપસે.
કરો કોટી કોટી ઉપાય, શબહિ નિષ્ફલ જાય.
ધન્ય ગુરૂ ઈશુ કહાવે, દાસકુ ઓહિ બચાવે.
ઉસ પર રાખો સદા આશા, છોડે નહિ એ નિરાશા.
દયા ઈશુકી હે અપારા, શરણે આવો નરનારા.
કહે ઈસ્વી રહો ભાઈ, ધ્યાન ઈશુસે લગાઈ.

ખી. રા.

૧૯૫ (૪૯)

ગયા ગયા મુસાફર, પથ ચૂકી. ટેક.

સાચા પથને મૂકી દઈને, આડા અવલા ગયા ઝૂકી.
મન કલ્પિત ઉપાય કરીને, તારણ ઉપાય દિધા મૂકી.
એમ ભુલ્યાછે સહુ જગવાસી, પ્રીત તોડી ગુરૂ ઈશુકી.
એવા સહુને તારવા ઈશુ, આવ્યો સ્વરગ મૂકી.
અવતાર લઈને આ જગતમાં, તે થયો બહુ દુઃખી.
દુઃખ સહિને પ્રાણ દીધા, પાપ સંઘા લિધાં ઉચકી.
ઈશુ શરણે જે કોઈ આવે, તે થશે બહુ સુખી.
દાસ કહે જે ઈસુ વિનાના, પ્રલે ગયા ધૂલ ફુંકી.

ખી. ૨૧.

---

૧૯૬ (૫૦)

એક નામ સાહેબકા જપના, એ હે જગકા કરતારે; ટેક.

ઓહિ નામ બિન પ્રલે ગયે, લાખો જન એહિ ધારે.
શિવ બ્રહ્મા બિષ્ણુ કહિયે, કહિયે દશો અવતારે;
યેહિ જન ભી નામ ન પાએ, ગયે નરક મોઝારે.
બડે બડે જ્ઞાની મુની કહાવે, ઔર તપશી તપ ધરે;
જોગી સન્યાસી અતીત કહાવે, બોત અંગ પર કષ્ટ કરે.
દાદુ પંથી સાધુ પંથી, ઔર નાનકસાઈ;
એહિ જન ભી નામ ન પાએ, ઉમ્મર ખાલી ગુમાઈ.
કબીર પંથી રામાનંદી, મેરાજપંથ જો કહાઈ;
યે ભી કથની બોત કથે, તો ભી ભેદ ના પાઈ.

ઔર દુજે બાતે ગોથે, ઉનકા બિયાન ન કહાવે;
આપ નામકી બાત ન જાને, ઔર જગકુ ભરમાવે.
ઇન સબોંકુ ભેદ ન પાયા, ક્યા ઉનોકા ઠીકાના;
ઇસી બાતકા કરો ખ્યાલ, મત ફીરો બે-ભાન.
ઇસી બાતકી કહું હકીકત, સુનો તુમ ચાતુર જન્નો;
જીસ બાતસે નિજાત હોવે, રખો ઉસ પર ઇમાને.
અગુટ રેહેમખુદાકી જાનો, જો ઉસને કી અપને પર;
આપકે બેટે ઇસા મસીહકુ, ભેજ દિયે જગકે અંદર.
અપને લિયે દી હૈ જાન, કિયા પાપકા કીફારા;
યેહિ બાત નિજાતકી જાનો, હૈ ઇંજીલમે બિસ્તારા.
એક નામ ઇશુકા જાનો, બો હૈ જગકા કરતારા;
યેહિ બાત પર ધરો યકીન, ઉતર જાવો ભવપારા.
અગર પ્યારો નિજાત.ચાહો, તો ધરો મસીહકા વસીલા;
ગાવે ઇસી ઇશુ મદદસે, ઓહિ હમારા હૈ કિલ્લા.

ખી. રા.

---

૧૮૭ (૫૧)

આનંદ કરો સહુ જગવાસી, તારણ તમારૂં થાઇ રે;

તમને તારવા કારણ ગુરૂ, આવ્યો જગ માંઇ. ટેક.
પછમ દશા ને દેશ યહુદા, બેથલેહમ ગામ માંઇ;
માતા મરિયમ પેટે થયો, ઇશુ નામ કેહેવાઇ.
એવા સમાચાર સાંભળી કરી, ભક્તો જન હરખાઇ;
જય જય કરેછે પ્રભુ નામને, મંગળ ગીતો ગાઇ.
કાયા ધરીને આ જગતમાં, મંગળ બોધ સુનાઇ;

અનેક પ્રકારનાં પરાક્રમ કિધાં, અખૂટ દયા બતાઈ.
પાપી કારણ પ્રાણ દિધો, તીનદિન ઘોરસમાઈ;
તીજે દાહાડે પાછો ઉઠીને, ગયો આકાશ માંઈ.
પાપીનાં પાપો તેણે નિવાર્યાં, કિધો મુક્તિ ઉપાઈ;
કહે વિશ્વાસી ભજો ઈશુને, ઈશુથી તારણ થાઈ.

ખી. રા.

---

## ૧૯૮ (૫૨)

તારણ કૈસા હોઈ, અબ તુમ ચેતો મેરે ભાઈ. ટેક.

કૌન ઉપાયસે તારણ હોવે, કૈસે પાતક જાઈ;
એ બાત ઘટ ભીતર ખોજો, મત રહો ભૂલ માંઈ.
ક્યા તીરથ ક્યા બરત કરત હો, ક્યા તુમ મુંડ મુંડાઈ;
એ સાધનસે પાપ ના ફીટેં, નિષ્ફલ શ્રમ ઉઠાઈ.
ક્યા બ્રહ્મા ક્યા વિષ્ણુ, ક્યા શીવ કહાઈ;
યેહિ જન ભી નહિ શકે, પાપ તુમ્હારે મિટાઈ.
ક્યા બેદ ક્યા પુરાણ કહાવે, ક્યા કુરાન બતાઈ;
ઈન સબોંમેં તારન નાહિ, જગ ખાલી ભ્રમાઈ.
એ કારન જગત્રાતા ચહિયે, જામેં પુન અપાર સમાઈ;
વૈસા ત્રાતા મૈં તુમ્હે બતાઊં, સુનો મનચિત્ત લાઈ.
ઓહિ ત્રાતા ઈશુ કહાવે, જાસે સૃષ્ટિ રચાઈ;
જગકર્ત્તા પ્રભુ જગમેં આયે, પ્રાન દિયો અર્પાઈ.
પ્રાન દેકે ત્રાન મિલાયો, કિયો ત્રાન ઉપાઈ;
કહત ઈસ્વી ઈશુ શિવાય, કોઈ નહિ તારન પાઈ.

ખી. રા.

૧૯૯ (૫૩)

મસીહજી હમારો ત્રાતા, વુહ હૈ જગકા કરતા. ટેક.

આદ શબ્દ મસીહ કહાઈ, વાસે સૃષ્ટિ રચાઈ.
આદ શબ્દ ગુરૂ જગમેં આયે, મુક્તિ મર્મ દિખલાયે.
મુક્તિ મર્મમેં ગ્નાન અપારા, ઈંજીલ કરત બિસ્તારા.
મુક્તિ કોઈ બિરલા પાવે, ઈશુ શરને જો આવે.
આદ શબ્દકુ માનો પ્યારે, મસીહ કલંકસે તારે.
કહે બિશ્વાસી સુનો જગબાસી, ઈશુ બિના રહોગે નિરાશી.

ખી. રા.

૨૦૦ (૫૪)

પ્રભુજી મોહે બક્ષો શુદ્ધ મતિ. ટેક.

કલંક અંધાર ભર્યો ઘટમાહિ, સત સુઝે નહિ એક રતિ.
કલંક અંધારસે પથ ગયા ભુલી, ઔર ભુલા તેરી ભક્તિ.
ઐસા હું મૈં પાપી અનાડી, નિશ્ચે હોવે દુરગતિ.
કીરપા કરી મુજ કલંક ટારો, ઔર સકલ કુમતિ.
દાસકી બિનતિ સુનો પ્રભુ ઈશુ, તું હૈ મેરા તારનપતિ.

ખી. રા.

૨૦૧ (૫૫)

ઈશુને શરણે જાઉં, મારા પ્રભુ ઈશુને શરણે જાઉં. ટેક.

ઈશુ થકી સહુ પાપો ટળેછે, એથી ઘણો હરખાઉં.
મહા દયાળુ ઈશુ કેહેવાઈ, તેની વારી વારી જાઉં.
પ્રભુ ઈશુ છે જગનો ત્રાતા, તેથી તારણ હું પાઉં.
દાસ કહે જો હું ઈશુ વિનાનો, તો નિશ્ચે ઉદાસ થાઉં.

ખી. રા.

૨૦૨ (૫૬)

ક્યા તન ધોયા, મન મૈલ ન ખોયા. ટેક.

ક્યા હુવા કાશીમેં ગયા, ક્યા હુવા જમુનામેં નાયા.
ક્યા રે હુવા જટા બઢાઈ, ક્યા હુવા મુંડ મુંડાઈ.
ક્યા રે હુવા જંગલ બસાઈ, ક્યા હુવા બનકે ફલ ખાઈ.
ક્યા રે હુવા ધુંનીકે જલાઈ, ક્યા હુવા તન ભભુત લગાઈ.
ક્યા રે હુવા દાનકે દિયે, ક્યા હુવા ઉપવાસ કિયે.
ક્યા રે હુવા પોથી પઢાયે, ક્યા રે હુવા શિર હાથ ધરાયે.
એ સાધનસે મેલ ન જાવે, નિષ્ફલ યેહિ સબ કષ્ટ ઉઠાવે.
જબ લગ મનકા મૈલ ન ગયા, ક્યા હુવા ઉને ગુરૂ કિયા.
સતઆતમકુ જો જન પાયા, ઉસકે મનકા મૈલ ગયા.
સતઆતમકુ જો તુમ ચાહો, ઈશુ નામસે નિશ્ચે પાવો.
દાસ ઈશુકા કહે સુનાઈ, ઈંજીલ હમકુ ભેદ શિખાઈ.

ખી. રા.

૨૦૩ (૫૭)

ગુરૂજી મેરે મનમેં પાપ અપાર. ટેક.

જન્મ જન્મકા હું મૈં પાપી, ન કીયો સત આચાર;
દુરાચારમેં રહ્યો લપટાઈ, હુવા નરક અનુસાર.
કામ ક્રોધ માયા મનમેં, કપટકા નહિ પાર;
મોહ મત્સર બાસ કરત હૈ, લોભ સહિત હંકાર.
મુજ કલંકકા બોજા ભારી, નહિ કોઈ ઉઠાવનહાર;
ઐસો હાલ મૈં પાપીકો, કૌન બિધ પાઉં પાર.
ધન્ય ગુરૂ ઈશુ કહાઈ, ઓહિ ઉઠાવે ભાર;
કહે ઈસ્વી ઈશુ બિના, કો નહિ તારનહાર.

ખી. રા.

## ૨૦૪ (૫૮)

તન કાઈકુ પાયા દિવાના રે, તુને સાહેબ નામ નહિ ચિના. ટેક.

હીરા છોડકે પત્થર લીયા, વામે ધ્યાન ધરતા;
અમરિત છાંડકે બિખ પીયા, નિજ હાથસે ખોટા કરતા.
સાહેબ પ્રીત છોડી દિવાના, પરનારી પર લોભાયા;
મદ માયામેં રહ્યો લપટાઈ, વ્યર્થ જન્મ ગુમાયા.
નિશ દિન કરે દુષ્ટ કલ્પના, ધન સંપત્તિ બઢાના;
મુરખ મનમેં નહિ બુઝે કી, દુન્યા હોગી સમસાના.
જાસે તું નિજ તન પાયો, ઔર અમુલ્ય પ્રાના;
ઉસે તો તું સુમરે નાહીં, દુજેસે ચિત ઠહરાના.
ઐસી ભુલસે છુટી પ્યારે, ઈશુસે ધ્યાન ધરિયે;
કહે બિશ્વાસી ઈશુ ભજનસે, પરમ ધામ સુખ પાઈયે.

બી. રા.

## ૨૦૫ (૫૯)

ચેતી લે નર એ અવસર, ફીર ફીર નહિ આઈ. ટેક.

રૂપરંગમેં ખૂબ લલચાયો, આત્મ ગતિ નહિ બુજે;
માયા અંધારી ધરી આંખો પર, વામે કછુ નહિ સુજે.
મોહ મત્સરસે ખાત ભરો હે, જ્ઞાન નહિ કછુ મનમેં;
પરનારીકી પ્રીત લગાકે, દુઃખ પાયો નિજ તનમેં.
ધન સંપત્તિ ધૂલ મિલગી, રહે નહિ એક કોડી;
હાથ પસારી જાયગા ખાલી, ક્યું મરતા હે દોડી.
સંસારી સુખ ક્ષણિક માત્ર, આખિર નહિ ગુનકારી;
આગે અવસર ઐસા આવે, જામે દુઃખ બડા ભારી.

એહી દુઃખસે કૌન બચાવે, ખોજ કરો મનમાંહી;
પ્રભુ ઈશુકી સેવા કરો, સકલ દુઃખ મિટજાઈ.
એ શિખામન સત્ય જાની, હિરદે ધરૈ સહુ કોઈ;
આયે હે સો નફા લેનેકુ, ક્યું દેતે હો ખોઈ.
કોઈ દિન તુને નામ સાહેબકા, નિજ મુખમેં નહિ લિયા;
અમૃત રસકુ છાંડ દિયા, ઝેર પિયાલા ઝટ પિયા.
સત વિવેક ઈશુસે માગી, રહો ભુલસે નિયારે;
કહે બિશ્વાસી ઈશુ ભજનસે, ઉતર જાવો ભવપારે

ખી, રા.

૨૦૬ (૬૦)

ક્યું ભુલા મનવા, ઈશુ બિના તેરા કોઈ નહિ. ટેક.

ઈશુ તેરા જન્મદાતા, ઓર ત્રાતા કહાઈ;
વાકો છોડ તું ભૂલા ભટકે, માયામેં ગોથે ખાઈ.
એહી જગતકા નહિ ભરોસા, છુન ભરમે ટલજાઈ;
અટલ જગમેં બાસ કરનકો, કોનસે આસ લગાઈ.
માલ ખજાના કામ ન આવે, તન છુટે પછુતાઈ;
તારન કારન અપની યુક્તિ, સબહિ બ્યર્થ જાઈ.
ઈશુ સમીપ જા મોરે મનવા, ઓહિ દયાળુ બચાઈ;
કહે બિશ્વાસી અબહિ ચેતો, ફિર ફિર જન્મ ન પાઈ.

ખી. રા.

## ૨૦૭ (૬૧)

ઈશુ પ્રેમ ઐસો હે મેરે ભાઈ, ઐસો હે મેરે ભાઈ. ટેક.

પાપી કારન દેહ ધરિકે, પ્રાન દિયો ગુમાઈ;
પ્રાન છાંડકે પ્રાયશ્ચિત કિયા, પાપકા બંધ છુડાઈ.
સરગ છોડ પ્રભુ જગમેં આયે, મનુશ તન ધરાઈ;
જગમેં આયકે પરાક્રમ કિયે, સુબોધ દિયો સુનાઈ.
ગુંગે બેહેરે લંગડે કહિયે, ઓર કોઢિ કહાઈ;
અંધે જન ભી દૃષ્ટિ પાયે, મિરતક બોત ઉઠાઈ.
બિબિધરોગીકે રોગ મિટાયે, ભુખે તૃપ્તિ પાઈ;
ઐસે કામ પ્રભુ અગનિત કરકે, મુક્તિ મરમ બતાઈ.
ઈશુ શરને આવો ભાઈ, એહિ ત્રાતા કહાઈ;
કહે બિશ્વાસી ઈશુ શરનસે, નિશ્ચય તારન પાઈ.

દા. રા.

---

## ૨૦૮ (૬૨)

ગુરૂ દેવનંદન, દિયા દયા કર દરશન;
સંતન કરે વંદન, ભક્તન ભયે પરસન. ટેક.

આદ અગોચર અજરાઅમર, અનંત અણડકે ધરણન;
નિરાકાર અલેખ નિરંજન, સત્યસરૂપ કરૂં સમરણ–
દેહ ધરી આએ ઉતરન. દિયા.

કરૂણાસાગર પતિતપાવન, નિજજનદુઃખસબ હરણન;
જ્ઞાનરૂપ અરૂ પ્રેમ નિધાના, પતિત પાવન કરણન–
અધમ ઉધારણ. દિયા.

સર્વસમર્થ અરૂ પૂર્ણપવિત્ર, સકલ સૃષ્ટકા ભરણન;
દીનન નાથા, ભક્તન ભ્રાતા, અશરણકે તુમ શરણન–
ચુંમું નિત તેરે ચરણન. દિયા.

અગણિત ગુણ પુણ અપારા, શરણ ગ્રહી જાઈ તરણન;
પ્રભુ ઈસુ અમૃત રસ ઝરણન, પિયે ન પાવે મરણન–
દાસ કરે ક્યા બરણન. દિયા.

કા. છી.

---

૨૦૮ (૬૩)

અય્યે દિલજાન, અય્યે ઈનસાન,
અય્યે આલિમ, ઉસહિકો માન;
વહી મઉલાહ, વહી અલ્લાહ,
વહી દરવેશાકા કિલ્લાહ. ટેક.

વહી દૌલત; વહી હૈ શાન,
વહી હે શાફી, વ નિગેહબાન;
વહી માલિક, વહી સુલતાન,
કિયે કુદ્રત સે દોનો જહાન. અય્યે દિલ.

વહી દિલદાર, દાદગરદાદાર,
વહી હે રફીક, સચ્ચા યાર;
વહી આદિલ, અદલ સરકાર,
કહેવે તો કહે, ઉસ્સે ગુફતાર. અય્યે દિલ.

વહી મેહેરમ, મેરા મેહેબૂબ,
વહી દો જહાનમેં હે ખૂબ;
રબ્બ તો રબ્બ, ઉસે મતલૂબ,
કલામ લુત્ફ શિનેમેં રહે ચૂબ. અય્યે દિલ.

હું ગુન્હગાર, ઔર હકીર,
હું લાચાર વ બે તદબિર;
મસીહમેં મૂઆફ, ગુન્હા તકસીર,
બને તો બન ઉસ્હીકા ફકીર. અય્યે દિલ.

વહી કાદર, વહી હૈ કરીમ,
વહી મેરે દર્દકા હે હકીમ;
રહમ કર તું, અય્યે રહીમ,
કાલુ ફીર, ક્યા કરે જાલીમ. અય્યે દિલ.

કા. છી.

## ૨૧૦ (૬૪)

ઈશુ જગપતિ, ત્રાતા મોહે કર શિયાના. ટેક.

દુઃખ સુખકે પ્રભુ તુંમહિ દાતા, દેઓ શુધ બુધ ગ્નાના.
જીવન મરન પ્રભુ તુમ્હારે હાથમેં, સબહિ કિયા નિરમાના.
પ્રેમ ધીર બુધ દેહો મોહે સ્વામી, બક્ષો શુદ્ધ સ્નાના.
ત્રીવિધ પાપ તાપસે તારો, છુન છુન તુમહિ બચાના.
એક આશા પ્રભુ ઈશુ તિહારી, કાન દો કાજ સમાના.
દો કર જોડી અરજ ગુજારૂં, પ્રસંન હો કિજે ત્રાના.

કા. છી.

## ૨૧૧ (૬૫)

સતગુરૂ પૂરા મિલા પૂરા, શરણે આવે બિરલા શૂરા. ટેક.

ઈશુ ગુરૂ પૂરા, ભવજલ ઉતારા, તાર સકે સંસારા.
પ્રાનકો બલિ કિયો, પાપીકો દંડ દિયો, યે કારન લિયો અવતારા.

પાપ મિટાવન, પાપી કે કારન, સહિયો આપહિ ભારા.
દયા બતાઈ, ન્યાય ચલાઈ, કલંકસે રહિયો ગુરૂ ન્યારા.
સત ગુરૂ મિલા દીન દયાલા, ખોલા મુક્તિ દ્વારા.
ગુરૂ ગુન ગાઊ, પ્રેમ બઢાઊં, દેહુ સમૂલ ઉપારા.
ભજું મન રાખી, દુઃખ સુખ સાંખી, જાઊં તિહિ બલિહારા.
કહે ઈસ્વી દાસા, ધરો બિશ્વાસા, ઈશુ ગુરૂ તારનહારા.

કા. ઢી.

## ૨૧૨ (૬૬)

ભાઈ મને ભાગ્યે મળ્યો છે, ઈશુ ગુરૂ તારનહાર. ટેક.
તન, મન, ધન મારા પ્રભુને અર્પું, તેની જાઊં બલિહાર.
મજ પાપીનું તારન કરવા, આવ્યો જગમોજાર.
સરગ છોડી પ્રભુ જગમાં આવ્યા, ટાળવા કલંક કેરો ભાર.
પાપી જગને દેખી દયાળે, અનેક કિધા ઉપકાર.
જે જન આશા ઈશુ પર રાખે, તે પામશે ઉદ્ધાર.
કહે વિશ્વાસી ગુરૂ ગુણ ગાઈ, ઈશુના બોલો જયકાર.

કા. ઢી.

## ૨૧૩ (૬૭)

કભી ન છોડું ઈશુ શરણ. ટેક.
દુઃખ દરદ ઓર આવે સંકટ, આવે શોક બિપત્તિ મરણ.
પાપ હમારે તુમને મિટાયે, દિયો પ્રાન અપનો અર્પણ.
તુમ હો હમારે મુક્તિ દાતા, આન રહા તુમ્હારે ચરણ.
તુમને કિયા સો કભુ ન ભૂલું, નિત કરૂં તુમ્હારા સ્મરણ.
તુમહી હે જીવન ઓર માર્ગ, સંતન કાજ ભયે દરપણ.
હું મેં દાસ તુમ્હારા પ્રભુજી, બક્ષીયે શુદ્ધ અંતઃકરણ.

કા. ઢી.

૨૧૪ (૬૮)

પ્રીત મારી બાંધી હો, સતગુરૂથી. ટેક.

એ સતગુરૂની બલબલ જાઉં, છૂટો કિધો દુર્જનથી.
હીરા, માણિક, જવાહિર કરતાં, મોટો માનું ત્રિભુવનથી.
અંગ દું, ધન દું, દું મન સર્વે, સેવું પ્રેમ બંધનથી.
પાપીનાં પાપ નિવારણ કરવા, ઈશુ આવ્યો ગગનથી.
એ સતગુરૂના આવ્યા થકી, બચ્યો અનંત અગનથી.
કહે વિશ્વાસી માનો મારા ભાઈ, તારણ ઈશુ શરણથી.

કા. છી.

૨૧૫ (૬૯)

આજ મેરે પ્રભુ ભજનકુ જાઉં, જાસે મુક્તિ પાઉં. ટેક.

માન બડાઈ છાંડ મનસે, દુર્ગુણોકુ હટાઉં.
શુદ્ધ પવિત્ર પ્રેમી મનસે, કર્ત્તાકે ગુન ગાઉં.
થીર મનસે પ્રભુબોધ સુનુ, સુબુદ્ધિ લે આઉં.
ભજ મેરે મનુઆ ઈશુ અંતરમેં, મેરે મનકુ યે શિખાઉં.
દૂજા જન્મ દીજે જગત્રાતા, દૂજા જનમ મૈં ચાઉં.
કહે ઈસ્વી સુનો ભાઈ સાધુ, ફીર નહિ આઉં જાઉં.

કા. છી.

૨૧૬ (૭૦)

ગુરૂ બચનનકી, મુજે લાગી કટાર. ટેક.

છુરી નહિ લાગી, કટારી નહિ લાગી. શબ્દકી લાગી તલવાર.
ન લાગી હાથમેં, નહિ કછુ અંગમેં. લાગી હિરદય આરપાર.

બચન ધનુષ્ય હૈ, બચન સમર્થ હૈ. તલવાર સે હૈ તેજદાર.
બચન જીસે લાગા, વહી જન જાગા. ક્યા જાને સંસાર.
દુર્ગુણ સબ ટારે, સદ્‌ગુણ બઢાવે, ટારે અજ્ઞાન અંધાર.
દાસકી બિનતિ સુનો પ્રભુ ઈશુ, આતમકો લગાઈયેં પાર.

કા. છી.

---

૨૧૭ (૭૧)

બંદગી કરલે સાહેબકી, ઈનસાન રે;
ભક્તિ કરલે સાહેબકી, નાદાન રે. ટેક.

રબ્બ સાહેબને તુઝે બનાયા, આપકે ગુન ગાન;
નિજ ધણીકુ છોડ દીયા, ફીરતા હૈ વૈરાન રે.
ક્ષનભર રબ્બ તુઝે ભૂલે તો, તબ ક્યા તેરા ઠીકાન;
રેહેમી ખુદાવંદ રેહેમ કરકે, નિશદિન કરે ગુજરાન રે.
જન્મ પાયા સંગ ભૂખ લાયા, આતમ અમૂલ્ય પ્રાન;
રક્ષણ કરતા ભક્ષણ દેતા, દેતા બક્ષ શુભ દાન રે.
રેહેમ વાકી મન મત ભૂલ, મત ભૂલ અહેસાન;
ઓ દિલદારકુ બિસર જાના, એ નહિ તેરી શાન રે.
બંદગીમેં બાકી ન રાખો, નિત ભાખો સતજ્ઞાન;
અર્જ એસી મશીહકી ગુજારો, રબ્બકું માને સારી જહાન રે.
એ દુનિયા હૈ થોડે દિનોંકી, જીંદગી ફુલ સમાન;
એ જગકી પરતીત ન કીજે, આખર હોગી સ્મશાન રે.
પકડો શિતાબીસે વસીલા, રખો શફિપર ઈમાન;
ઈશુ મસીહ તુમ્હે બચાવેગા, ઓ હે મેહેરબાન રે.
કહતા ઈસ્વી સારી ખલકકુ, સુનો સબ દે કાન;
માનો અગર ન માનો, પ્રભુ ઈશુ કૃપાનિધાન રે.

કા. છી.

---

## ૨૧૮ (૭૨)

હરરોજ જગદીશ જપનારે, ઓ બિના નહિ કોઈ અપના. ટેક.

ભાવ સહિત ભજો પ્રભુકું, નિત વાકો ધ્યાન ધરના;
પ્રભુ હુકમોં કો પ્રેમસે પાલો, મન તનસે માની કરના.
મનુષ્ય જન્મ પાઈ ઈસ તનમેં, રાત દિન ઉસસે રટના;
જાતા અવસર ફીર નહિ આતા, જેસા બિતત હૈ સપના.
મેમાન ઈધર હૈ દો ઘડીકે, સબકુ આખર છોડ ચલના;
એક રોજ સ્વામી લેખા લેવેગા, જેસા કિયા તેસા ભરના.
છોટા બડા બિચ ઉમરકા, રાજા રંક સબકુ મરના;
પ્રભુ ભજન બિના સુખ નાહિ, ખ્રિસ્ત પુન્યસે પાર પડના.
ભજન કરલે એ અવસર મેં, ફિર નહિ આના જાના;
કહતા ઈસ્વી તારનુ કારન, ઈશુ પર ધરો ઈમાના.

કા. છી.

## ૨૧૯ (૭૩)

અરે મનુઆ લાગ રહો રે ભજનમેં. ટેક.

જબ તુમ દુ:ખમેં આ પડોગે, સુખ હોગા તબ મનમેં.
મહા સુખ એ સેવામેં જાનો, એસા સુખ નહિ ધનમેં.
પ્રભુકો સેવો નિત મેરે મનુઆ, શાંતિ હોગી અડચનમેં.
તન મનસે તુમ લગ રહો ભજનમેં, ભક્તિ કરો રહો મગનમેં.
દુનિયા દૌલત માલ ખજાના, સબ છૂટેગા એક છીનમેં.
અબહિ તારણકી ખોજ કરો ભાઈ, નહિ તો ગીરોગે અગનમેં.
અગન પીડાસે છૂટન ચાહો, ઝટ આવો ઈશુ શરનમેં.
કહતા દાસ સુનો સબ ભાઈ, ભજન અમોલ હૈ રતનમેં.

કા. છી.

## ૨૨૦ (૭૪)

ભોળા ભૂલમાં શું ફરે ભમતો રે, તને સત્ય માર્ગ નથી ગમતો. ટેક.

સત્ય માર્ગને મૂકી દઈને, ભૂલમાં ભ્રમિત ભટકતો;
કાષ્ટ ધાતુના ઈષ્ટ કરાવી, રાત દીન તેને રટતો.
પ્રભુ ભજનને ભૂલી બેઠો, ધ્યાન ધણીનું નથી ધરતો;
નિજ કરતાને વિસરી જઈ, લેશ પ્રભુથી નથી ડરતો.
જોગી થઈને જંગલ વસ્તો, ચારે ધામ ફેરા ફરતો;
માળા પેહેરી ભક્ત મનાતો, કુડાં કર્મો અતિ કરતો.
ગંગા જઈ જમના નાહી, દ્વારકાની છાપ લેતો;
પોતા સારૂ પુણ્ય મેળવવા, બ્રાહ્મણને દક્ષણા દેતો.
જપ તપથી મોક્ષ નહિ ભાઈ, એથી કલંક નથી ફિટતો;
દોષ તણો તને ડાઘ લાગ્યો છે, દાન દીધે નથી મિટતો.
સુબોધકની સામા થઈ, સત્ય માર્ગને નડતો;
રૂડા જનને માઠું કહાવે, ભુંડું ભાખી તેને લડતો.
કુમાર્ગને છોડી દઈને, દુર્ગુણ કાંએ નથી તજતો;
જગતારકને શરણે આવી, એક ઈશ્વરને થા ભજતો.
દાસ ઈશુનો કહે કર જોડી, સત્યને કેમ નથી પકડતો;
જગ તારકના શરણ વિના, કોઈ નર નથી તરતો.

કા. છી.

---

## ૨૨૧ (૭૫)

ભજો ભાઈ પ્રભુ ભાવે પ્રભુ ભાવે, ભજન વિના કેમ ચાલે. ટેક.

પ્રભુ ભજનમાં સહુ સુખ પામી, સર્વ દુખડાં ટાળો;
પ્રભુના ભાવિક ભજની થઈને, અમર દેશમાં મ્હાલો.

કામ, ક્રોધ, હંકારને ત્યાગી, શુદ્ધ હૃદયે તમે ચાલો;
નિજ કરતાને શરણે આવી, તેનીજ આજ્ઞા પાળો.
જૂઠું ત્યાગી માનો સાચું, નિત રૂડું સોચી ઝાલો;
અંત સમે પ્રભુ લેખું લેશે, છોડશે નહિ તે ઠાલો.
મનઓ મોંઘા મૂલનો પામી, પ્રભુ ભજન કેમ ટાળો;
કહે વિશ્વાસી પ્રભુ ભજન વિના, શું કેહેશો અંત કાળે.

કા. છી.

૨૨૨ (૭૬)

જગ પૂરી ભૂલી, સાહેબ ભજન જગ પૂરી ભૂલી. ટેક.
મૂર્ત્તિ બનાઈ પૂજે લકરા, ડેરે જાઈ પૂજે પથરા.
જગ કરતા સ્વામી હે એક, એક છોડ માને અનેક.
કોઈ સાગર કોઈ માને પાહાડ, કોઈ ગૌ કો માને ઝાહાડ.
કોઈ ગંગા જમુના તાપી, યેહિ સબ કામ હે પાપી.
યે સેવાસે સાહેબ નહિ રીઝત, એસેપર ઓ બાત બીજત.
દાસ કહે પ્રભુ કરોં નિજકામ, નિજ રાજ ફેલે ઠામોઠામ. કા. છી.

૨૨૩ (૭૭)

નેકીકા સોદા કર લે અબ. ટેક.
નેકી કર ભાઈ સમજ સમજકે, અવસર જાય કરેગા કબ.
બુદી છોડ દે નેકી જોડ લે, ગંઠડી બાંધ સદ્ગુણકી સબ.
ભલા કર લે મન મુસાફર, બંદગી કર માલિકસે દબ.
સુક્રિત સોદા કર યે જગતમેં, ડર નહિ મરન આવે જબ.
આખિર સાહેબ હિસાબ લેવેગા, જવાબ ક્યા દેવોગે તબ.
ઈશકી નેકી લેના ભાઈ, યેહ હટાવે સકલ ગજબ.
દાસકી નેકી સો બદી સમાના, તેરી દયાસે બચાના રબ્બ.

કા. છી.

## ૨૨૪ (૭૮)

યે ઝૂઠી માયા. મિટીયનકી કાયા. ટેક.

મિટીયનકી કાયા બની હૈ, મિટીયનમેં મિલનહારી;
એકકે પીછે એક મિલેગી, ક્યા મેરી ક્યા તુમ્હારી.
માત પિતા ભાઈ બહિન, સુત સુંદર નારી;
અંત સમય કોઈ સાથી નાહિ, જગ માયા ઝૂઠી સારી.
દૌલત દામ હાથી ઘોડા, સર્બ માન સંસારી;
સગા સ્નેહી એશ કુટુંબ સબ, છોડના કુલ પરિવારી.
રાજા રંક જ્ઞાની પંડિત, શ્રેષ્ઠ કનિષ્ટ ભિખારી;
જગમાયા કોઈકી ન હુઈ, ક્યા ગરીબ ક્યા ઘરબારી.
યે હંસ પરદેશી પ્રાની, જગસે ન રહતી યારી;
પ્રાન નિકલ જબ જાઈ ઘટસે, પલમેં જગ હોતી ન્યારી.
એગી ફિરો પછતાઈ પિયારો, ભ્રાતાકુ ગ્રહો બિચારી;
કહતા દાસ સુનો ભાઈ સાધુ, જન્મ નહિ વારમ્વારી.

કા. છો.

## ૨૨૫ (૭૯)

નૈનન ખોલી ચોદીશા દેખો, સાહેબ ભજન બિના જગ ઝૂઠી. ટેક.

યા જગ મેં ભાઈ મન ન લગાના, છુનભરમેં યે જાય છૂટી.
યે જીંદગી જૈસી ફુલ સમાની, ધૂપ પડે ફુલ જાય ટૂટી.
પ્રાન નિકસે તબ દેહા પડેગી, નીર બહે જસ ઘડા ફૂટી.
જાવેગે સબ હાથ પસારી, આયે દેખો બંધી મૂઠી.
ચોર સમાના કાલહિ આવે, પ્રાન અમોલકુ લેવે લૂટી.
કહતા હૈ ઈસ્વી ભજો ઈશુકુ, મુક્તિ રતનકુ લેઓ ગૂટી.

કા. છો

## ૨૨૬ (૮૦)

જગકી માયા બુરી હૈ, જરા દેખો નિહારી. ટેક.

ભાઈ બહિન કીસીકે ન હુવે, માત પિતા દૂજી નારી.
પ્રાન જાવે સબ માલ બિરાના, કિસકે કુલ પરિવારી ?
છ્યાં સમાના જીંદગી સબોંકી, બીતે જ્યોં રૈન અંધારી.
અબી ઉપાય તારનકા કર લો, કૌન લેવત ઉગારી.
સચ્ચા સોદા બન્ધુ પ્રભુ સેવામેં, ઔરકૂ તુચ્છ બિચારી.
સચી આસ દાસ પ્રભુસે રાખો, તો પાવો સુખ અપારી.

કા. છી.

## ૨૨૭ (૮૧)

અબ સમજ ચલો મન મુસાફીર. ટેક.

દુઃખ પડેગા સંકટ લેગેગા, એક મનસે રહો થીર.
જગહાની તો સંતનૂ સેહેવે, સહેતે બરછી ભાલા તીર.
જૈસા સમુદ્ર બડા હૈ ભાઈ, તૈસા મનવા કરો ગંભીર.
તન તપાસો મુખ સંભાલો, મન કરો જૈસા નિર્મલ નીર.
કહે ઈસ્વી ઈશુ હે ત્રાતા, એો દેવેગા અમર શરીર.

કા. છી.

## ૨૨૮. (૮૨)

ગુમ બોજે કૈસે પાર ઉતરીયે, નાવ બિના ક્યું તરીયે ભાઈ ક્યું તરીયે.

એ સંસાર મહા પાપસે ભરયો, પલક પલકભર ડરીયે;
કૌન ગુરૂકી દામન ગ્રહિયે, કોન શરણ જા રહીયે.
પ્રાન મોજોંમેં લગા ડૂબને, બિન ઉપાય ધીર ક્યું ધરીયે;
મુક્તિ કારણ અપની જુક્તિ, સબહી નિષ્ફલ કહીયે.

યહ જીંદગીમેં જાલ ઓકા, દુઃખ દરદ બોત સહીયે;
કૌન રાહ નિજ દુઃખ મિટાવન, ભવસાગર ક્યું તરીયે.
માયા મોહ બિચ લપટ રેહેકે, અંધી આંખ ક્યું ચલીયે;
એ જગ તો ખારે છોડ ચલોગે, તારન કારન ક્યા કરીયે.
પાપી જગકુ તારન કારન, ઈશુ જગતમેં આઈયે;
ઈશુપર જો લાવે ઈમાના, તીનકો ઈશુ બચાઈયે.
એ નૌકા પ્રભુ ઈશુ મસીહા, તરિ લાખો નર ગઈયે;
ઈશુ નામકા અર્થ ખોજો, ઈશુસે તારન પાઈયે.
ઈશુ નામ તરનતરી જાનો, ત્રાતા નામ કહઈયે;
કહે ઈસ્વી સુન ભાઈ સાધુ, ઈશુસે ભવપાર પડીયે.

કા. છી.

૨૨૯ (૮૩)

યેહિ ત્રાતા પૂરા, જિને તારણ મિલાયા. ટેક.

પાપ મેરે હે પાહાડસે ભારી, આપને શિર ઉઠાયા.
મમ પાપીકો ડૂબત દેખી, વહાંસે મોહે બચાયા.
ભવસાગરમેં બૂડત દેખી, તબ બેડા પાર લગાયા.
તૂંહિ ત્રાતા પૂર્ણ દયાળુ, મનુષ્યતનધર આયા.
કૌન મિલે એસો બલવંત દૂજા, નહિ ઔર મેં પાયા.
કહે ઈસ્વી યેહિ તારણ પાયા, ઈશુ શરણ જો આયા.

કા. છી.

૨૩૦ (૮૪)

જગ એ જાને, તારણ ઉપાય જગ એ માને. ટેક.

તારણ મિલાવન કરત હે જપ, દાન કરે ઔર કરત હે તપ.
જંગલ જાવે જોગી રે ભયો, મનકા મૈલ મનહિમેં રહયો.

કો મુની, કો ભભુત લગાઈ, કોઈ ધુનીસે દેહ દેત જલાઈ.
ઢુંઢિયા સંન્યાસી હોતે અતિત, સબ પાપસે હુએ પતિતઃ
પાપ મિટાવન કરત હે જોગ, તોભી ન મિટચો પાપકો રોગ.
એ જુક્તિસે ઘટે નહિ પાપ, પાપકા સબકુ લગા હે શાપ.
યહ ક્રિયા સબ મિથ્યા જાન, યાસે તારણ નહિ નિદાન.
પાપ નિબારન ઈશુ ભયો ભોગ, કહે દાસ માનો સબ લોગ.

કા. ઝી.

---

## ૨૩૧ (૮૫)

બરનું એક બાત બડી ન્યારી, સમજમેં લેના બિચારી. ટેક.
મરનસે જીવન હુઆ ભાઈ, મરનસે જીવન સબ પાઈ.
જીવન હો મરન હે પાયા, મરન પાઈ તારન મિલાયા.
રાજા સો રંક ભયો ગ્નાની, રંક હો ભયો જગત્ ત્રાની.
જગકરતા સો હુઆ એસા, જગ ભયા મુંગીકે જેસા.
સુખ જો પાવે ઉઠાવે દુઃખ, દુઃખસે દેતા પ્રભુ સુખ.
કહી મેંને સચ્ચી સબ બાતા, માનો ઈશુકુ જગત્રાતા.

કા. ઝી.

---

## ૨૩૨ (૮૬)

પ્રભુ તેરી પ્રભુતા ભારી હે, રાત દિન સબોમેં જારી હે;
સબ લોગોંકુ હિતકારી હે, અજબ તરહકી તેરી ગતિ. ટેક.

સૂર્ય ચંદ્ર તુજસે ભયે, કોઈ આપ આપસે નહિ હુયે;
જો આયે હે ઓર ગયે, સબોંકા તૂ હી પતિ.
શબ્દસે બનાયી સૃષ્ટિ, કૃપાસે ભેજતા વૃષ્ટિ;
દેખી અચરજ કહે દૃષ્ટિ, ભાંત ભાંતકી વનસ્પતિ.

પવન પાની બડે પાહાડ, જીવજંતુ અનેક ઝાહાડ;
પૃથ્વી રખી બિના આડ, વાહવા સાહેબ તેરી શક્તિ.
પ્રકાશી રબિ ઔર તારા, બહુત બહુત હે સંસારા;
પરાક્રમકા હોવે ન બિસ્તારા, બરની ન શકે નિર્મલ મતિ.
રાઈ સો પર્બત પર્બત સો રાઈ, રાજા સો રંક રંક સો રાય;
નીચકુ ઊચ તૂ બનાઈ, ન્યાય ઔર કૃપા અતિ.
મહિમા તેરા અપરમ્પારા, સબોંકા તૂહિ પાલનહારા;
સામર્થકા કરે કૌન બિસ્તારા, દાસ કહાંલગ કહે કથી.

કા. છી.

૨૩૩ (૮૭)

રચી રચી રે સ્વામી, તુમે જગ સારી. ટેક.

શબ્દસે સકલ સૃષ્ટિ રચી હે, મિટીકે બનાએ નરનારી.
શબ્દસે સમુદ્ર નદીયાં ભરી હે, ફલ ફુલ રચી એદન બારી.
કોટિક તારે સૂર ચંદ્ર બનાએ, નિશિદિન પર કરે અધિકારી.
તિમિરસે ઉજિયારા ભિન્ન કિઆ, રૈન દિના કરી ન્યારી.
જીવજંતુ મીન અંડજ પક્ષી, જાતિ સબ સંપટનારી.
ભાંત ભાંતકે વનપશુ સબહી, અજ અનેક પાહાડ ભારી.
સબકુ બનાઈ સ્વામીને કહા, રચના બની ખૂબ પ્યારી.
દાસ કહે રચના તુમને રચાઈ, નાસ્તિક મુખપર પેજારી.

કા. છી.

૨૩૪ (૮૮)

લડત લડના હે જગમાંહી, શૂરા સંત સિપાઈ. ટેક.

સંગ્રામકે શસ્ત્ર સજો સબહી, વાસે શત્રુ હટ જાઈ.
શાંતિ સમાચાર પાસ રખો તુમ, પાવોંકું રખો જમાઈ.

કટિકો કસ લે સત્યસે ભાઈ, ધરમકા બખ્તર ઠહરાઈ.
ઔર ઢાલ બિશ્વાસકી કિજે, દુષ્ટકે જલતે તીર બુઝ જાઈ.
તારણ ટોપ ધરો સિર ઉપર, બચનરૂપ તલવાર બનાઈ.
સબ ઉપર સંત પ્રેમ પહિનો, સિદ્ધતાકા યે બંધન ભાઈ.
લડત લડત આખિરતક પહુંચો, તો અબિનાશી ધામ પાઈ.
કહતા દાસ સુનો સાથી ભાઈ, લડત લગી તન મનમાંઈ.

કા. છી.

## ૨૩૫ (૮૯)

ભાઈ રે સંતકા લડના હે નિયારા. ટેક.

નહિ મારે છુરી કટારી, માર લગે હિરદયમેં ભારી;
સબ નુગરે જાય હારી, શબ્દકી મારે તલવારા.
ગુરૂ બચનકા તીર સંત છોડે, સત જ્ઞાનકા ગોલા ફોડે;
વિવેકસે કિલ્લા તોડે, બુદ્ધિ બલકા દોડે સવારા.
સંત મારે બચનકા ભાલા, ટારે તિમિર કરે ઉજિયાલા;
ભર પીલાવે પ્રેમકા પ્યાલા, મન રાખે શિતલ નિર્ધારા.
રાજ ચલાવે અજિત રાજા, સંત ઉન્હીકી બની હે પ્રજા;
ખ્રીષ્ટરાજકા બજાવે હમ બાજા, ચોદિગ કરે રાજ પસારા.
જો ચહો અમર સુખ ધામા, પ્રભુ ઈશુકા લેહો નામા;
દાસ યેહિ જનમકા કામા, ખ્રીસ્તદાસ ઊતરો ભવપારા.

કા. છી.

## ૨૩૬ (૯૦)

એ ધોવો મેરા મન, આતમ અમૂલ. ટેક.

જન્મસે મૈં પાપી ભયો હું, પાપી હમારી સકલ કૂલ.
નિજ સ્વામીકો ભજા નહિ એક પલ, માયા લોભમેં રહે ફુલ.

નામ તુમ્હારા કભુ નહિ ગાયા, જગ જાલમેં પડે ભૂલ.
તનવા હોઈસો હાથસે ધોઊં, મનહીમેંલગાપાપકામૂલ.
મમ અપરાધીપર કૃપા કીજે, ઈશુમેં હમકુ કરો કબૂલ.
દાસ નિવેદન સુનો સ્વામી, નહિ તો મૈં જાઊં ફૂલ.

દા. છો.

---

૨૩૭ (૯૧)

જિન્ને નિજ અંતર દેખા નહિ,
મન મૈલકુ પેખા નહિ;
ભિતર મન ચોખા નહિ,
ગુરૂ કિયા સો ક્યા હુવા. ટેક.

જ્ઞાની હો ગર્વ તજા નહિ,
ભક્ત હો પીઉ ભજા નહિ;
સાધુ હો સદ્‌ગુણ સજા નહિ,
માલા પહિની સો ક્યા હુવા. જિન્ને.

બૈરાગી હો માયા ન છોડી,
કરતાસે પ્રીતિ નહિ જોડી;
કુબાસના મનમેં દૌડી,
જોગી ભયા સો ક્યા હુવા. જિન્ને.

કામ ક્રોધકુ મારા નહિ,
મનકા તરંગ ડારા નહિ;
લોભ મત્સરકુ નિકારા નહિ,
તપસી હુવા સો ક્યા ભયા. જિન્ને.

પોથી પઢ પંડિત ભયા,
દીલકા દાગ નહિ ખોયા;
મન મૈલકુ નહિ ધોયા,
સ્નાન કિયા સો ક્યા ગયા. જિન્ને.

ભગવા પહિના મન મૈલા,
ઉપર હંસ ભિતર બગલા;
નિજ હિરદેકુ નહિ બદલા,
ભેખ લિયા પર ક્યા હુવા. જિન્ને.

શુદ્ધ મન બિના સબહિ કચ્ચા,
મન બશ શિવાય ઢોંગ મચ્ચા;
સંસ્કાર લિયે મન નહિ સચ્ચા;
ઇસ્વી હુવા તો ક્યા ભયા. જિન્ને.

જપ, તપ, સ્નાન મિથ્યા જાન,
દાન પુનસે મુક્તિ નહિ નિદાન;
પ્રભુ ઇશુકો ભવતારક માન,
સતગુરૂ ત્રાતા યેહિ હુવા. જિન્ને.

મન ચંગા ભયા તો સબ અચ્છા.
ચંગા મન બિના યે ઠાઠ મચ્યા;
ઇસ્વી કહે જો દેખા સો રચ્યા,
એક મનસે ધણીકે શરણ રહા. જિન્ને.

કા. ઘી.

૨૩૮ (૮૨)

અબ કિજે ભરપૂર, પ્રભુ ઇશુ. ટેક.

તુમ બિન કૌન મન મલ નિકાલે. અવગુન મેરે કરે કો દૂર.
ઇર્શા, ક્રોધ, અશુદ્ધ કરમ સબ, નિકારો અધીર, કપટ, ક્રૂર.

લોભ લાલચ ઔર પરજન આશા, મદ મત્સર મનકી મગરૂર.
ઐસે અવગુનકા ન આવે પારા, ચમકાવો સત્યજ્ઞાનકા નૂર.
પ્રીતિ, આનંદ, શાંતિ, સહનતા, ભલાઇ દીનતા દીજે જરૂર.
બિશ્વાસ, ધીરજ ઔર શિતલતા, અપની દયાસે કરો ચકચૂર.
પ્રભુ ઇશુ તુમ પ્રેમકે સાગર, દાસકી બિનતિ કિજે મંજૂર.

કા. છો.

૨૩૯ (૮૩)

મન રંગ સે આગે. તન રંગ પીછે. ટેક.

મનુઆ રંગા સો ચંગા ભયા હૈ, તબહી સદગુણકી ધૂમ મચે.
મનમાંહી મેલા ઉપર તન ઉજલા, કૈસી રીતસે ભયે અચ્છે.
જો મનુઆ રંગાસો તન કાહે રંગે, સતગુરૂ મિલે ન રહે કચ્ચે.
શુદ્ધ આતમસે જાકો મનુઆ રંગાયા, સો સાહેબકુ લગે સચ્ચે.
દાસ કહે પ્રભુ આતમ રંગ દો, તોરી કૃપાસે હમ બચે.

કા. છો.

૨૪૦ (૮૪)

અબ લેના બચાયી, દીન દયાલ. ટેક.

બૂડત હું પ્રભુ જાલ ઓકોમેં, આતમ ઇસમેં હુવા બેહાલ.
તુમ બિના પ્રભુ કૌન બચાવે, કૌન કરે દૂજા સંભાલ.
તુમ હો ન્યાયી બોત દયાલુ, પૂર્ણ પ્રેમી જૈસે ટકશાલ.
સકલ જગતકે તુમહી દાતા, હો તુમ પ્રભુ દીનોકી ઢાલ.
અબ અપરાધ મમ સબ બક્ષો, તારણ બક્ષો કરો નિહાલ.
દાસકી અરજ સુનો પ્રભુ ઇશુ, સમ્મુખ લેના જાણી બાલ.

કા. છો.

## ૨૪૧ (૯૫)

કર કેહેની જેસી ટેક, ભાઈ ચલના દેખ. ટેક.

કેહેની જૈસી ભાઈ કરણી કિજે, ખુરાઈ ઘટાઈ કરો કામ નેક.
કેહેની કથે ખોત,કરણી ન રાખે, શબ્દ પવનમેં દેતા ફેંક.
કેહેને કરતે ચલનેમેં ફલ હૈ, કથના એક ચલીયેં અનેક.
ઝુઠી બાતા ઝુઠે ગુરૂ સબ, મનમતિ છોડ માનો અભિક.
સત્યબચનકુ ચિત્તમેં ધરના, કલ્પિત જાનો લીખાલિખ.
દાસ કહે યેહિ સચ્ચી શિખાઈ, મનકુ બશ કરી માનો એક.

કા. છી.

---

## ૨૪૨ (૯૬)

મુસાફર કર સોદા, ઘર જાના હૈ. ટેક.

મન મુસાફર પરદેશમેં આઈ, સચ્ચા સોદા કરના;
જગત. જંગલમેં કષ્ટ પડેગા, ધૈર્ય ધરી સબ સહના.
મનુષ્યા સો મુસાફર ભયા, તનવા ભયી ધરમશાલા;
નેકી બદીકા સોદા બના હૈ, જન્મકા દામ ટકશાલા.
જંગબનમેં નિજ રાહ ચલાને, કાહેકા કરના દરપણ;
સિંહ શેર સન્મુખ હોઈગેં, ખોત પડેગી અડચણ.
સતૂલિખકા દરપણ કર લીજે, તામેં દેખી પાંવ ધરના;
સિંહ શેર શૈતાનકું જાનો, જ્ઞાન ધ્યાનસે લડના.
સોદા કરકે સંત મુસાફર, નિજ દેશમેં જાતા;
જૈસા સોદા જિન્ને લિન્હા, તેસા ફલ ઓ પાતા.
મુસાફર કહે, મરન મિત્ર હમારા, જગ સમજે કછુ ન્યારા;
ઈશુ શરણે દાસ કહતા હૈ, મરન હે સરગકા દ્વારા.

કા. છી.

## ૨૪૩ (૮૭)

ભજન બિના ક્યોં કરતા કલકલ, ઉમ્મર ગુમાઈ બિફલ. ટેક.

જન્મ પાયા ભાઈ ભજન કરનકુ, જીવન ગમાયા રલરલ.
અવસર અમોલ વૃથા ન ગુમા દે, હિસાબ દેના હે પલપલ.
જન્મકા કારજ સમજ મૂર્ખ નર, ગીનતી લેગા તલતલ.
ભક્તોકુ ભક્તિ ભોજન સમાના, શુદ્ધતા બસ્ત્ર મલમલ.
દાસ કહે સુનો શીખ ભૈયા, સપન જાન જગ સકલ.

કા. છી.

## ૨૪૪ (૮૮)

ચલનેકી એ છેલી હમારી સલામ રે, ચલનેકી. ટેક.

આયે હે સો સબ ચલેંગે, ચલેગી જગ તમામ;
આખિર ગગન મંડલ ટલેંગે, અટલ ખુદાકા નામ રે.
છોડ ચલના માત પિતા, ધન સંપત્તિ ગ્રામ;
ભાંડુ બહિન પ્રિય નારી, સુત સુંદર ધામ રે.
ચલના તો હક સમજો, રેહેના તો હરામ;
રેહેના એ હક જાનો, સદા કરો નેક કામ રે.
સબકુ હિલમિલ સુબોધ કહ્યો, સુનાયો સચ્ચ કલામ;
સચ્ચે કલામકુ માની લીજે, સર્ગ સુખ બિશ્રામ રે.
માનો પ્યારે સચ્ચી બતિયાં, મન થીર રાખી ઠામ;
કહતા આસી ઈશુ શરણે, પાયા હૂં આરામ રે.

કા. છી.

૨૪૫ (૯૯)

કહે સંત બચન સુનો મેરા, વતન જહાં અલેખકા ડેહરા. ટેક.

જાઈયેં જહાં નહિ તિમિર રાતી, જાઈયેં જહાં નહિ નાત જાતિ;
જાઈયેં જહાં સુખ ભાંત ભાંતી, જાઈયેં જહાં સંત સદા સાથી.
જાઈયેં જહાં શબ્દ ઉઠે એક તાર; જાઈયેં જહાં નહિ નર નહિ નાર,
જાઈયેં જહાં મહિમા અપરંપાર, બસે જહાં પાયે જો નિસ્તાર.
જાઈયેં જહાં કોટ શશિ કોટ ભાણ, જાઈયેં જહાં શબ્દ બસે હલવાન;
જાઈયેં જહાં ઉઠે મધૂર સુર ગાન, જાઈયેં જહાં પરમપુરૂષ નિધાન.
જાઈયેં જહાં શુદ્ધ સંત બાસા, જાઈયેં જહાં નહિ રક્ત માંસા;
જાઈયેં જો દેશ અબિનાશા, જપે હંસ નામ શ્વાસોશ્વાસા.
જાઈયેં જહાં સૂર બીન પ્રકાશા, જાઈયેં જહાં કાલ નહિ નાશા;
જાઈયેં જહાં કલબિખ નહિ પાસા, જાઈયેં જહાં પીઉ કરે બાસા.
જાઈયેં જહાં નહિ દર્દ નહિ દુઃખ, જાઈયેં જહાં નહિ તૃષા નહિ ભૂખ;
જાઈયેં જહાં બિબિધ મિલે હે સુખ, જાઈયેં જહાં અલેક રટે જો મુખ.
જાઈયેં જહાં અજરકે ગુન ગાવના, જાઈયેં જહાં અખંડ હર્ષ છાવના;
જાઈયેં જહાં પરમાનન્દ પાવના, દાસ તહાં યુગો યુગ જીવના.

ધૂપ, ભૂખ, તૃષા દુઃખ, કલેશ, દ્વેષ, નહિ ભય;
બિમલ, અજર, અનંત હે, અચલ, અટલ, અક્ષય.

કા. છી.

---

૨૪૬ (૧૦૦)

દેવ નંદન વિશ્વ રંજન, શરણ ગયા પાપી તરી;
ત્રિએક નાથ દેવ કહિયે, ખ્રિસ્ત રાજ આતમ પુરી.
કષ્ટ જગતના નષ્ટ કરવા, ખ્રિસ્તે દેહ ધરી;
પાપી કારણ પાપ નિવારણ, ખ્રિસ્ત રાજ આતમ પુરી.

અંધ જનને દીધા લોચન, દૃષ્ટિ કૃપાની કરી;
અંતર જામી સત્ય કામી, ખ્રિસ્ત રાજ આતમ પુરી.
અનંત જીવનનું દાન કરવા, સુબોધ કીધો ફરી ફરી,
અધમ ઉધારન કૃપા નિધાન, ખ્રિસ્ત રાજ આતમ પુરી.
શેતાન રાજનો નાશ કીધો, પાપ જગતનાં લીધાં હરી;
નર નકલંક અવતાર સ્વામી, ખ્રિસ્ત રાજ આતમ પુરી.
દેવ દૂત ને માનવ પૂત, જન્મ વિષે આનંદ ભરી;
ગ્નાની નર સ્તુતી કરત જયજય, ખ્રિસ્ત રાજ આતમ પુરી.
પ્રાણ બળી કરી ત્રાણ કીધું, મરણ થંભ માથે ધરી;
પાપ બંધ છોડાવન ઈસુ, ખ્રિસ્ત રાજ આતમ પુરી.
ખ્રિસ્ત વંદન જન કરે જે, ભવ સાગર જાય તે તરી;
દાસ રાખે તુજ આશ પ્રભુ, ખ્રિસ્ત રાજ આતમ પુરી.

બી. ખાં.

---

૨૪૭ (૧૦૧)

સમરણ સત ગુરૂ નામકા, જાને કોઈ સંત સુગ્નાની;
સંસારમેં શો પે નહિ, વાકો જાનો સુજાની. ટેક.
જબ સુરત લગી બિશ્વાસકી, મીલા ભવજળ ત્રાની;
પાતક બોજ મિટાયકે, પ્રભુ પાર કરાની. સમ.
જાકો લીન મન સુબાસના, શાંતિ મનમેં સમાની;
શીલ સંતોષ થીર પાયકે, સત્ય પ્રેમ ઉપજાની. સમ.
જાસે નીરમળ ઉર પડાએકે, ગુરૂસે પ્રીત લગાની;
જગ માયા સબ છાંડકે, દુષ્ટ કલ્પના હટાની. સમ.
જબ સત બચન હિરદે બસે, આશ ખ્રીસ્તસે ઠેરાની;
દાસ ગાવે ઉમંગસે, જગ લાજ મિટાની. સમ.

બી. ખાં.

## ૨૪૮ (૧૦૨)

સકલ નામ જગ સપના રે, એક નામ સદા ખ્રીસ્ત જપના. ટેક૦

જગકી માયા સંગ નહિ આવે, અંત સમય પછુતાના;
ખ્રીસ્ત ભરોસા દિલમેં રાખ્યો, પાઓ પરમ ઠીકાના.
મન અભિમાન ત્યાગો ભાઈ, ઈશુ ચરન ચિત્ત ધરના;
વાસે મુક્તિ પાવે યેહિ મનુઆ, પરમધામ સુખ અપના.
ખોજ કરો મન મુક્તિ પાઈયેં, જગમેં ક્યોં ભરમાના;
સતગુરૂ બિના તારન નાહિ, કોટી જતન કરી મરના.
જો જન પાવે શરન ઈશુકી, જગ જીત હંસ સિધાના;
કહે બિશ્વાસી ઈશુ શરનસે, પાયા હું અમર ખજાના.

ભી. ખાં.

## ૨૪૯ (૧૦૩)

પ્રભુ કેમ નથી આ વેળા મારી સંગમાંરે, હું છું ભંગમાં રે. ટેક૦

જોતાં પ્રભુ આતમ કાલે, પાતક નારાક દંડ ન ઝાલે;
મનડું લપટી રહ્યું એ રંગમાં રે.
સુંદર મુખડું જોતાં ચાલે, નિંદક ઠામે ઉત્તર વાલે;
આયુષ્ય ચાલ્યું અડબંગમાં રે.
બાળાપણમાં નાચ નચાવી, જુવાનીમાં ગાંઠ ગુમાવી;
બુઢાપાં સ્થિતિ તંગમાં રે.
મનુષ્યની એવી હાલત, શેતાનની બુરી લાલચ;
એવાઓથી છોડ ક્ષણમાં રે.
કહે ઈસ્વી તન મન દઈ, ઈશુ તારક છે તું સઈ;
પ્રભુ ગાયન ગાવું ઉમંગમાં રે. મા. શ.

૨૫૦ (૧૦૪)

## જીભ વિશે શીખામણ. ચોપાયા.

રાખો રે તમ મુખપર ચોકી. ટેક.

પોતાના જે મુખની ચોકી રાખે નિત્ય સુપેરે,
એવા જનને ડાયો જાણો, જીવન જોશે તેરે.

રાખો રે૦ (દૃષ્ટાંત. ૧૩: ૩.)

જીભલડી છે નાનું અંગજ, પણ છે બહુ બલધારી;
અગ્નિ પેઠે તે તો સળગે; નાશ કરેછે ભારી.

રાખો રે૦

અસતતાણું એ જગ છે જાણો; અંગ બધુંજ વટાળે;
સારા મનમાં વેર ઘલાવી, દ્વેષે મનડું બાળે.

રાખો રે૦ (યાકુબ ૩: ૫, ૬.)

અર્થ વિનાનાં વચનો કાડે, ભાન કશું નહિ રાખે,
કાલા મનમાં જે આવેછે અણ વિચારે ભાખે.

રાખો રે૦ (ન્યાયા. ૧૧: ૩૫.)

સામા જનને સુખદુખ થાશે એ તો નહિજ વિચારે;
ઘાતક વચનો મુખથી કાડે, નાશ થશો જો ભારે.

રાખો રે૦ (માર્ક ૬: ૨૨, ૨૭)

પાપતણી તો અછુત નથી રે, પલ પલમાં તે થાએ;
પણ જો મુખડું ધીરું બોલે, તો ડાયો કેવાએ.

રાખો રે૦

જુંડા મનને એ મજ નિરખો, જે તો સત નહિ પાળે;
મહ્ભકતોની એ એધાણી, જે નિજ મુખ સંભાળે.
રાખો રે૦ (યાકુબ ૧: ૨૬.)

પણ ઘણેરો પ્રભુને માને, સહુમાં સહાય માગે;
મુખના દ્વારે ચોકી રાખી, રૂડું કરવા લાગે.
રાખો રે૦ (કલોશી. ૪: ૨.)

પ્રભુ, મજ મુખપર ચોકી રાખો, હે પ્રભુ મારા સ્વામી;
મજ હોઠોને તું સંભાળે, અર્જ કરૂં શિશ નામી.
રાખો રે૦ (ગીત ૧૪૧: ૩.)

મિથ્યા વાતો હું નહિ બોલું મારા સ્નેહી સાટે.
શાસ્ત્ર વિરોધી હું નહિ થાઊં; એ છે પાપજ માટે.
રાખો રે૦ (યાકુબ ૪: ૧૧.)

સૌ કામો તો પ્રભુને સોંપી, રૂડી રીતે ચાલું;
ભટકેલાને ઠામે લાવી, તે પર પ્રેમે ભાળું.
રાખો રે૦ (૧ કરિ ૪: ૫.)

મજ મનમાં તો વિષ વિષ ભૂલો, એ તો પેલું જાણું;
અન્યતણું ઊઘાડું કરતાં પોતાનું મન આણું.
રાખો રે૦ (માત્થી ૭: ૩.)

ત્રાતા ઈસુને સંભારૂં, ભટકેલાને લાવ્યો;
જગ વિષે જે સૌથી પાપી, તેનો પ્રાણ બચાવ્યો.
રાખો રે૦ (૧ તિમોથી. ૧: ૧૫.)

દાસો, તમ પણ એવા પાપી; જાજો ઈસુ પાસે.
મન તનને તે કબજે રાખે, મળ તેને વિશ્વાસે.
રાખો રે૦ રા. ફ૦

૨૫૧ (૧૦૫)

**વિશ્વાસની દૃઢતા.** ચોપાયા વૃત્ત.

હું નહિ કોનો આસીઆજો;
કોથી નહિ ડરનારો.
હું નહિ કોનો તો બાંધેલો ;
કોણ મને હરનારો ? ૧

સૌ લોકો તો દ્વેષ કરીને
મારો ત્યાગ કરેછે ;
મારી મારાને, સઘળા તો
મજને દૂર કરેછે. ૨

પણ એની નહિ ચિંતા રાખું.
એમાં બીક ન જાણું ;
એથી હાર્યો હું ન જવાનો,
તો દુખ શાને માનું. ૩

વિશ્વાસે જે આશા પૂરી,
તેને કોઇ ન પાડે.
સ્વર્ગ વિષે જે સંપત મારી,
તેને કો ન બગાડે. ૪

તે છે ઇશ્વરથી રાખેલી ;
હું પણ છું રાખેલો ;
તો દિલની હું હામ તજીને,
કેમ જણાઉં ઘેલો. ૫

હું તે કાજે, તે મજ કાજે,
ઇશ્વરથી પાળેલી.
આશા ખરી છે, પૂરી, સીધી,
ઇશ્વરની આપેલી. ૬

રે મજ દિલને કોણ હરાવી,
અમથી બીક કરાવે?
કેમ કરીને કો પણ મારો
એ વિશ્વાસ હરાવે? ૭

ઇશ્વરથી મજ જન્મ થએલો;
આત્મા નિત્ય સુધારે.
સ્વર્ગ વિષે શુભ ભાગ ઠરાવી,
પગ રાખે પથ સારે. ૮

પગ નીચે તો જગત કરીને
ધૂળે છુંદું તેને.
ઇશ્વરનું સત માથે રાખી,
માનું એકજ એને. ૯

સ્વર્ગ ભણી હું આંખ કરૂંછું,
ઇશ્વર આસન જ્યાં છે.
ખ્રીસ્તે જે તૈયાર કરયું છે,
સિદ્ધ રહેલું ત્યાં છે. ૧૦

જગફાંદાથી પાર થયો છું,
પાપકલંક ગયું છે,
કાળિગાનું બળ ભંગાયું;
આત્માદાન થયું છે. ૧૧

ખ્રીસ્તી મારૂં નામ ગણું છું,
ખ્રીસ્તી જ્ઞાત જ મારી;
ખ્રીસ્તી મારા લોક ખરા છે,
ખ્રીસ્તી છું શુભકારી. ૧૨

ક્લાર્કસન સાહેબની સૂચના પરથી.

૨૫૨ (૧૦૬)

## પવિત્ર શાસ્ત્ર. ચોપાઈ.

શાસ્ત્ર પવિત્ર ખરો ભંડાર જ્ઞાન સનાતન ત્યાં મળનાર.
છે મજ મૂળતણું ત્યાં જ્ઞાન; છે મજ જાત તણું ત્યાં શાણ;
છે મજ ચૂક વિષે ત્યાં બોધ; છે મજ ભૂલ વિષે ત્યાં શોધ;
છે મજ ઈશ્વરનો ત્યાં રૈમ; છે મજ ત્રાતાનો ત્યાં પ્રેમ;
છે મજ ન્યાયતણો ચૂકાવ; છે મજ ત્રાણ વિષેનો ભાવ;
છે મજ દોષ વિષેનો માર; છે મજ નબળાનો ઉદ્ધાર;
છે મજ બીક તણી ત્યાં શાંત; છે મજ તારણનું વૃત્તાંત;
છે મજ પાપ તજ્યાનું ચિત્ત; છે મજ વૈરી પરનું જીત;
છે મજ સૌખ્ય વિષે વિશ્વાસ; છે મજ તાજ તણી ત્યાં આશ;-
એ ભંડાર પવિત્ર અમૂલ્ય, નિત નિત આપે જ્ઞાન અતુલ્ય;
તે મજ કરમાં છે આપેલ ઈશ્વર પ્રેમથકી દીધેલ.
તેજ જણાવે જીવ અનંત તેજ સદા શિરોમણિ ગ્રંથ.



# काव्यार्पण.

## धर्मगीत. भाग चौथो: बाळशिक्षा: छंदादि.



### ૨૫૩ (૧) માગેલું અંતઃકરણ.

ચોપાયા.

'અંતઃકરણ મને દે તારૂં,' એવું કેહેછે ત્રાતા,
તે સાંભળજો, બાળક સર્વ, સાદ ધણો સુખદાતા.
હવે તમારા બાળપણાના દિનમાં થાજો ડાહ્યા,
એવાં કામ કરો, કે જેથી રીઝે બહુ જગરાયા. ૧

આવો, બાળક, કૃપા કરૈગરી, માગો પ્રભુની પાસે;
જેવું ઉત્તર તે માગે છે, આપો અતિ ઉલ્લાસે.
જો તું, હે પ્રભુ, અમે સદા મુખ શોધ્યા કરિયે તારૂં,
ભાવથકી પણ અર્પણ કરિયે અંતઃકરણ અમારૂં. ૨ હુ.

### ૨૫૪ (૨) મધમાખ.

દોહા. કેવી મધમાખી કરે આખો દાહાડો કામ!
મધ મેળવવાને ભમે ફુલે ફુલે બહુ ઠામ.
એ પરથી તો આ મળે આપણને ઉપદેશ,
મેહેનતનું, કે હુનરનું કરવું કામ હમેશ.
ભુંડાં કામ ચલાવવા, કરાવવા નુકશાન,
સુસ્ત જનોને, સર્વદા, શોધે છે શેતાન. હુ.

## ૨૫૫ (૩) ઈશ્વરે બધા પદાર્થો પેદા કીધા છે.

દોહા. આ તું લીલું ઘાસ, ને અસ્માની આકાશ,
ફુલો વિધ વિધ રંગનાં, આપે સરસ સુવાસ,
તરનારા પણ જળ વિષે, મોટા નાના મચ્છ,
મેવા કાજ વનસ્પતી, પીવા પાણી સ્વચ્છ,
એ આદિક આ વિશ્વમાં, સર્વે જે સુખકાર,
તે પ્રભુએ પેદા કર્યાં, એ અતિશય ઉપકાર. ૬.

## ૨૫૬ (૪) હમણા તારા કર્ત્તાને સંભાર.

ચરણાકુલ.

હમણા કર્ત્તાને સંભારો, બાળપણામાં એ ન વિસારો;
વૃલી સેવા પ્રભુને પ્યારી, માટે તે ઈચ્છો જ તમારી.
હમણા કર્ત્તાને સંભારો, તેને ગમતા થવા વિચારો;
મરણ વખત તો જોશો જ્યારે, પ્રભુ તમને નહિ ભૂલે ત્યારે. ૬.

## ૨૫૭ (૫) ઈશ્વર મને જૂએછે.

દોહા. હું તો નાનો બાળ છું, તો પણ નહિ કેવાય,
કે પ્રભુ નવ જોશે મને, તેથી મેં સંતાય;
આખો દિન જોયા કરે, પરખ કરે સહુ વાર,
સૂણે સહુ મજ વાત તે, જાણે ગુપ્ત વિચાર.

કામે, રમતે પાપ જે, સહુની તેને જાણ,
કશું ન ઢાંક્યું તો રહે, નથી કશું અજ્ઞાન;
માટે જો કંઈ પાપ તો મનગમતું દેખાય,
સંભારું કે બાળ પણ પ્રભુથી નહિ સંતાય.

## ૨૫૮ (૬) ઈશ્વર વિષે.

દોહા.

પ્રશ્ન. ઈશ્વર છે આકાશમાં, આસન ઊંચ અપાર,
જ્યારે હું ભુંડું કરૂં, તે શું તે જોનાર ?

ઉત્તર. હા, તેને જોનાર છે ઈશ્વર રાખી અક્ષ,
રાત દિવસ જોયા કરે, નવ ભૂલે નિજ લક્ષ.

પ્ર૦ ઈશ્વર છે આકાશમાં, ચિંતા તેને હોય,
કે મજને શું શું થશે, અદ્ભુત હશે કે કોય ?

ઉ૦ હા, તેને ચિંતા ખરી, તે જાણે સહુ વાત ;
અન્નજળવસ્ત્રો આપતાં, દયા કરે દિન રાત.

પ્ર૦ ઈશ્વર છે આકાશમાં, મેં એવું મંગાય,
કે હું તેને ત્યાં જઊં ; મેં તો ત્યાં રેવાય ?

ઉ૦ હા, બેટા, તું ચાલજે ઈશ્વરની શુભ ચાલ,
તો પ્રભુ બેસાડે તને ખોળામાં સહુ કાળ.

---

## ૨૫૯ (૭) મેં શું કરાય ?—બાળકનું પ્રશ્ન.

દોહા. એક દિને તો બાળકે કર્યો એમ વિચાર.
"બાળ થઈ હું દેવના શાં કામો કરનાર ?"
એ પર આવી ધ્યાનમાં એવી વાત સુજાણ,
મજમાં જે છે તે થકી કરાય પ્રભુનું માન. ૧

મારી આ બે આંખ છે, જે ચળકે શુભ રીત્ય,
તેથી જોઊં શાસ્ત્રમાં, વાત ઉકેલું નિત્ય;

પંથો શીખું સ્વર્ગના, જ્યાં છે અપાર સુખ,
જ્યાં જોવાય પ્રકાશમાં પિતાતણું પ્રિય મુખ. ૨

મારા આ બે હાથ છે; એઓથી શું થાય ?
પ્રભુકેરૂં જે કામ છે, તે કંઈ નિત્ય કરાય;
હું જ્યારે સ્તોત્રો કરૂં, ગાતાં ગીતો સાર,
જાં લગ છું ભૂલોકમાં, કરે વગાડું તાર. ૩

મારા આ બે પાદ છે ; ગગને વાળું પાય,
માર્ગે ચાલું સત્યને, સ્વર્ગે જેમ જવાય.
દોડે દોડું શરતમાં, પ્રભુકેરી જે શરત;
દોડી પામું તાજને, એમ સધાવું અર્થ. ૪

મારી આ પણ જીભ છે; કરવી પ્રભુની વાત,
તેના ગુણ પણ વર્ણવું મજ જીભે, દિન રાત.
ગીતો ગાઉં દેવનાં, માનું ગુણ ઉપકાર,
ગગને જેમ ગયા પછી, ત્યાં પણ હું કરનાર. ૫

મન પણ છે મારૂં ખરૂં, ઇશ્વરનું શુભ દાન;
મનમાં નિત્ય વધારવું દેવતણું જે જ્ઞાન.
મનમાં જ્ઞાન વધી જતાં અધિક જણાશે દેવ;
સમજણથી પણ દેવની પૂર્ણ કરાશે સેવ. ૬

ચક્ષ,કર,પદ,રસના મળી, સહુ મનના છે દાસ;
દાસ કરી મન દેવનો, હું પામું સુખવાસ.
એમજ લેવી ધન્યતા, બાળપણેથી શુદ્ધ;
દેવતણા આશીશથી નિત્ય વધારૂં બુદ્ધ. ૭

## ૨૬૦ (૮) ઈસૂનું વર્ણન.

શરણાગત વૃત્ત.

ઈસુ અમણાં રાજ કરેછે તાજ ધરી મહિમાએ;
માનવનો અવતાર ધરીને બાળ હતો જગમાંએ.
બાળપણામાં વાંક વિના તે પૂર્ણ હતો પરિશુદ્ધ,
દેવ વિષે,ને માનવ આગળ પ્રગટી અદભુત બુદ્ધ. ૧

એનું વાર્ણન એમ કરેછે શાસ્ત્ર તણા લખનાર,
જન્મ પછી તો બારજ વર્ષો પૂર્ણ થયાં જે વાર,
ઈશ્વર મંદિરમાં બેસીને, પંડિત લોકો સાથ,
પ્રશ્નો પૂછી, ઉત્તર આપી, કરવા લાગ્યો વાત.

તેના સહુ સંવાદો સૂણી, જાણી શુદ્ધ વિચાર,
અચરત કરાતાં જોઈ• રહ્યા તાં સહુ સાંભળનાર.
તેવામાં, તેની ભર્તા સાથે કરતાં તેનો શોધ,
માએ મંદિર મધ્યે આવી સૂણ્યો અદભુત બોધ. ૩

પણ માતાની ઈચ્છા જાણી, તે ઉઠ્યો તત્કાળ,
ઘેર જઈને આજ્ઞાંકારી પૂર્ણ રહ્યો તે બાળ.
સર્વ ઘટે જે, તે કરવામાં ઉછર્યો તે નિજ ઘેર,
નિત નિત પામે દેવ પ્રસંતા, માનવ પ્રીતિ સુપેર. ૪

---

ઈસુ જેવો, બાળક, યા તું, જાણી તેની વાત;
ઈસુ પાસે સંનજણ માગી, ઈચ્છા ધર મન સાથ.
તેને શરણે જે જે જાશે, તે સહુ પામે જ્ઞાન,
બાળકને તે બહુ ચાહેછે, એ,મજબાળક,જાણ. ૫

ઇસુ પાસે જ્યારે આવી, બાળક લેઈ સાથ,
તેઓ કાજે આશિષ માગી ઇસ્રાએલી માત,
શિષ્યો તેમને ના કેતાં પણ, ઇસુ બોલ્યો એમ,
"મારી પાસે બાળક લાવો, ના તમ કોછો કેમ." ૬

હાથોમાં પણ બાળક લેઈ, આપ્યો આશીર્વાદ,
બહુ બાળોએ ત્યારે સુણ્યો પ્રેમતણો શુભવાદ.
હમણાં પણ તે તેમજ રાખે બાળ વિષે શુભ ભાવ,
જાણે કે તે કેતો રે છે "બાળક,બાળક,આવ." ૭

---

## ૨૬૧ (૮) દાઉદનું ૧૯ મું ગીત. સૃષ્ટિજન્યજ્ઞાન.

સુબોધ વૃત્ત.

ચોગમ વાતાવર્ણ, અસમાની આકાશ,
ચળક ચળક મંડાણ, જ્યોતિષ્માન પ્રકાશ,
કર્ત્તાના શુભ કર્મ, દેખાડે દિન રાત,
દિન દિન પર છે કથન, નિશાનિશા પણ શુભવાત. ૧

શબ્દ પડે નહિ કાન, ન નીકળે પણ સાદ,
નિર્વાચા ગંભીર, તો પણ છે શુભ વાદ.
પરમ કવિતણો રાગ, કર્ત્તાનો આ છંદ;
ભંગ વિના છે તાળ, જૂઓ આ પદબંધ. ૨

જ્યાં જ્યાં માનવ જાત, જેને અંતર બુદ્ધ,
ભૂતળને સહુ ઠામ, બોદ્ધ લહે પરિશુદ્ધ.
મળે ન એવો દેશ, પાસે કે બહુ દૂર,
જ્યાં જોતાં કૃત રીત, જ્ઞાન વસે નહિ ઉર. ૩

સૃષ્ટિ વિશે દેખાય, સૂરજ કાજે ધામ,
પ્રભાતમાં તે વીર, દીસે છે નિજ ઠામ.
વર હરખે છે જેમ, શુભ કન્યાને કાજ,
દીસે જ્યોતિષ્માન, હરખિત તે વરરાજ. ૪

જાણે કે તે વીર, શરત કરે દિન ધાવ,
પ્રગટાવે તત્કાળ, બળવંતાનો ભાવ.
વ્યોમવિશે ચોપાસ, ભાળે સહુ વિસ્તાર,
ગગન ધરા તે પલક, આનંદે નિરાધાર. ૫

પકડે તે દૃઢ દોડ, પૂર્વ થકી તત્કાળ,
પશ્ચિમ ઠામે ધાય, આથમતાં દિનપાળ.
થંભે નહિ પળ એક, તે નહિ માને થાક,
જીવન દાયક ઉષ્ણ, પામે ચેતન, શાક. ૬

---

## ૨૬૨ (૧૦) ભાઈ બેનોનું હેત.

ભુજંગી વૃત્ત.

કદી જો લડે કે વઢે લોક રસ્તે,
સદા ઘેર તો સંપ રેવું સમસ્તે,
સગા ભાઈ બેનો વસે ને મળે જ્યાં,
કદી લેશ ટંટો ન હોવો ઘટે ત્યાં. ૧

વસે સંપથી પક્ષિઓ પોત માળે;
વળી લોક જો કોઈ એવું નિહાળે
સગા ભાઈ બેનો લડે ને વઢેછે,
ઘણી લાજની વાત તો એ દિસેછે. ૨

અમે માગિયે, હે પિતા, હાથ જોડી,
હમારાં બધાં વેર તું નાખ તોડી.
જતે કાળ મોટાં થતાં જેમ જૈયે,
અમે સર્વદા પ્રેમમાં પૂર થૈયે. ૩ હ.

## ૨૬૩ (૧૧) છોકરાંમાં પ્યારપણા વિષે.

ચોપાચા.

નાનાં બાળક સંપ કરી રે, પ્રભુ રાજી છે એમાં;
સંગે સ્તોત્ર વિનતિ કરે તે ગણે ન હલકું તેમાં. ૧

સહુ સંપત્તિતણું તો અર્પણ કરિયે પ્રભુને નામે,
તે કરતાં પ્રભુ બહુ રાજી છે, પ્રેમી પ્યારે કામે. ૨

પ્રેમતણો શુભ માર્ગ ધરીને, બાળક જે દિન કાહાડે.
સુખલોકના સિદ્ધો જેવી રીતિ કરી દેખાડે. ૩

ગાળ ન ભાંડે, નહિ રીશાશે, વઢવું લડવું ત્યાગે,
પુરા કરવા જે બાળક ચાહે પ્રભુને પ્યારો લાગે. ૪

પ્રભુ, કર માફ, અમે જે તારી ઇચ્છા ભૂલ્યા હઈયે;
એવું કર કે પ્યારપણાના અમ જાણીતા થૈયે. ૫

હ.

## ૨૬૪ (૧૨) લડાઈ અને કજીયા ન કરવા વિષે.

દોહા. કુતરાં છો કરડી ભસી માણે મનમાં મોજ,
કાં કે પ્રભુએ તેમને આપ્યો ગુણ એવોજ.
રીંછ, વરૂ, સિંહ, વાઘનો, મૂળે એજ સ્વભાવ,
મારે, ફાડે, ને લડે, બહુજ કરે અબનાવ. ૧

પણ નાના બાળક, તમો કરો ન એવો ક્રોધ,
એક બીજા સાથે લડી, ઉપજાવો ન વિરોધ.
કામ કરો, બોલો તમો, પૂર્ણજ રાખી પ્રેમ.
જેમજ પ્રભુ ઇચ્છ રહ્યો, રહો અહોનિશ એમ. ૨

ઙ઼.

## ૨૬૫ (૧૩) પ્રભુનો ઉપકાર માનવાનાં કારણ.

દોહા. ચોટે રસ્તે હું જઉં, ફરવાને જે વાર,
નિર્ધન બહુ નજરે પડે, અગણિત દુઃખ સહનાર. ૧

પણ, પ્રભુ તો કેવાં મને આપેછે શુભ દાન !
તો માની ઉપકાર હું, પૂર્ણ કરૂં સન્માન. ૨

બીજા કરતાં તો ગુણી, હું છું નહિ કેવાય,
બીજાના કરતાં ઘણું, આપે દેવ દયાએ. ૩

બીજા ભૂખ્યા તો થઇ, ઘર ઘર માગે ભીખ,
ઘર,ભોજન,શુભ વસ્ત્ર,પણ, છે મજને બહુ ઠીક. ૪

બીજાને કરતાં ઘણાં, દિન દિન આ ઉપકાર,
મજને તો બહુ પ્રેમથી, જો, આપે કરતાર. ૫

તો માની આભાર બહુ, નિત્ય કરૂં શુભ સેવ;
બીજા કરતાં બહુ ધરૂં, ભક્તતણી શુભ ટેવ. ૬

હે પ્રભુ, અવરોથી ઘણો, મજ પર તુજ ઉપકાર.
માટે મારાં તુજ વિષે, સેવા પ્રેમ વધાર. ૭

ઙ઼.

## ૨૬૬ (૧૪) નાનામાં પણ પાપ છે.

દોહા. તૃણ પણ લેતાં પાપ છે, પરજનનું જે હોય,
ચોરીનું તે કર્મ છે, નાનું હોશે તોય. ૧

નીકળતાં તો ભૂમિથી અંકુર અલ્પ જણાય;
અમણાં નાનું હોય તે, આગળ વૃક્ષ દેખાય. ૨

ગુણ તો મોટા ઝાડનો અંકુર મધ્યે ગુપ્ત:
ઝેરી રસ જો તાં હશે, કદી થશે નહિ મુક્ત. ૩

નાનું જણાય પાપ જો, તોપણ, જાણો, પાપ;
વધવા દેશો, તો પછી પૂર્ણ કરે સંતાપ. ૪

માટે પસ્તાવો કરો, અલ્પજ જોતાં ખોડ.
'દુર્ગુણ કાઢો, હે પ્રભુ,' એમ કહી કર જોડ. ૫

## ૨૬૭ (૧૫) ચોરી ન કરવા વિષે બોધ.

ચોપાયા વૃત્ત.

પરજનનું ધન હું શા માટે હરણ કરૂં ચોરીને?
માથે મોટો દોષજ લાવું, ખાતર કાંઈ પાડીને.
કર પગ છે કે કામ કરીને ધંધે કાંઈ કમાવું.
કર્ત્તાનો તો અર્થ ન'તો કે, ચોરી લૂટી લાવું. ૧

એવું કાંઈ તો છળ કર્યાથી લાભ થશે જે ધારે,
તે તો પોતાનેજ ઠગાને, ભાર કરાવે ભારે.
ચોરીનો રે લાભ બધો છે, બંધન, ભય, ને બેડી;
આવા કડવા દાણા લણશો, એ ખેતર તો ખેડી. ૨

નાનાં બાળક નાનું લેતાં, નાની કરતાં ચોરી,
એવાને મેં કેટલાં જોયાં, ભુંડો લેતાં દોરી!
એવા સૌ તો ઉછરી જાતાં, ખૂની સાથે ચાલે;
ન્યાય પછી જે દેવું માગે, ફાંસી ખાઈ વાળે. ૩

ચોરી, તે તો નહિ ઢંકાશે, જો પણ લોક ન જાણે;
ઈશ્વર જોઈ પકડી આપે, સહુ લાવે ઠેકાણે.
નહિ લેવું તે લેવા જઈયે, પ્રભુ જૂએ તે ખોટું;
પ્રગટાવીને શરમ કરાવે, પાપ જણાવે મોટું. ૪

હે પ્રભુ, સૃષ્ટિતણા પતિ, સાંભળ, મજ નબળાની વાણી.
નિશદિન રાખ મને સત ચાલે, દિલ સાચા પર આણી;
લોભ રખે ઉપજી મન માહે, ચોરી કંઈ કરાવે.
હાથ કરે સત, મન સત ચાહે, એ માગું, પ્રભુ ભાવે. ૫

## ૨૬૮ (૧૬) જુઠું ની બોલવા વિષે.

દોહા. જે જે શબ્દો બોલિયે, તે સ્રાણે જગતાત;
મનમાં ધારી આપણી, એ પણ જાણે વાત.
માટે રમતાં રમતમાં, જૂઠ ન બોલો આપ.
જેમાં સાચપણું નથી, સમજો, તે છે પાપ. ૬.

## ૨૬૯ (૧૭) બાળપણામાં ભક્તિ.

સવૈયા એકત્રીસી.

ધન્ય કહું તે બાળકને જે બાળપણે માને ઉપદેશ;
નરકતણો જે માર્ગ તજે, ને પાપીના પર રાખે દ્વેષ. ૧

પ્રભુને મન જે બાળક અર્પે તે પર પ્રભુ બહુ રાજી થાય,
કળી છુતાં જો ફૂલ ચડાવો, તે અર્પણ નહિ વ્યર્થ ગણાય. ૨

પ્રભુ સેવામાં વેલા વળગો તો આગળ તે ફલ જણાય,
પણ મુંડે જે વૃદ્ધ થશે, તે દોષ તળે તો નિત્ય દબાય. ૩

બાળપણમાં ભક્તિ કરેથી, જાળ અને ફાંદો ચૂકાય;
ઈશ્વર પ્રેમે મોટા થઈને, સત ચાલે બહુ જોર કરાય. ૪

બાળપણે શુભ સ્તોત્ર વિનંતિ, કરતાં વાપરવો મુખસ્વાસ,
સિદ્ધ થઉં એમ ઘડપણ કાજે; કે જો શીઘ્ર જવું મૃતવાસ. ૫

---

## ૨૭૦ (૧૮) ખ્રીસ્ત વિષે.

ભુજંગી વૃત્ત.

ઈસુ ખ્રીસ્ત, જે સ્વર્ગલોકે બિરાજ્યો,
લઈ જન્મ આવ્યો, અને મોત પામ્યો.
અહિં રોજ કેવો ગયો શુદ્ધ રીતે
લખ્યું શાસ્ત્રમાં તેજના લેખથી તે. ૧

ઘણાં આંધળાં, પાંગળાં, રોગવાળાં,
કર્યાં તેમનાં કષ્ટ કાપી સુખાળાં
દયાથીજ તે કારણે ઠામ ઠામે,
ઘણા પ્રેમથી તે ગયો ગામ ગામે. ૨

સહી દુઃખ મૂઓ ધણી તે કમોતે,
ચડી મર્ણથંભે, તજ્યો પ્રાણ પોતે.
ભલાં કામ એવાં થયાં તેજ હાથે;
જડાયા, પછી, હાથ તે થંભ સાથે. ૩

કહો, કેમ આ લોકમાં ખ્રીસ્ત આવ્યો?
કહો, એમ એ કેમ સ્વર્ગે સિધાવ્યો?
કહે શાસ્ત્ર કે સ્વર્ગથી એ પધાર્યો,
પડ્યા લોકને તારવા જન્મ ધાર્યો. ૪ હ.

## ૨૭૧ (૧૯) પ્રભુનો ઉપકાર.

દોહા. પ્રભુ, કેવા ઉપકારથી રોજ કરે સંભાળ;
પીવા, ખાવા, પેરવા, તું આપે, જગપાળ.
મોતથકી ને ભયથકી, તું રક્ષક દિન રાત.
પળ પણ તારી સાહ્ય વણ રહી ન શકું જગતાત. ૧

મિત્ર તથા આરોગ્યતા, ને વાહાલાં માબાપ
તું આપેછે પ્રેમથી, સુખના પૂરા માપ.
એ ગુણનો બદલો કદી વાળી શકું ન લેશ,
તો માની આભાર બહુ આજ્ઞા ચહું હમેશ. ૨ હ.

## ૨૭૨ (૨૦) બાળપણામાં સારા ઠરાવો.

ચોપાઈ.

મારા દિન બહુ થોડા છે, હું બાળક છું નાનું;
અમણાં હું તો કંઇ નવ જાણું આગળ શું જ થવાનું.
આગળ કાજે સિદ્ધ થઈને, અમણાથી તો રેવું,
આગળની સ્થિતિ જે જે હોશે તે મન ધ્યાને લેવું. ૧

બેરાં, આંધળાં, મુંગાં, પંગાં મન નજરે જો આવે,
તેવા કાજે મારે કરવું જે કંઈ સુખ ઉપજાવે;
ઠઠ્ઠા, ધક્કા, છેતરપંડી મનથી જો તે પામે,
એવાં દુઃખજ આગળ આવે, ઘટતાં મારે નામે. ૨

વ઼ડે, લડે, ને ભાંડે, એવાં જો મજ પંથે આવે,
તો તેઓના જેવું કરવું, એ મજને નહિં ભાવે.
એવા પર જે બદલો લેવો, અણબોલે લેવાશે;
જો મજ ધીરજ નહિ ખૂટે તો તેથી માર વળાશે. ૩

દીન, દરિદ્ર, દુખિયા લોકો જો કો દિન દેખાશે,
તો ઉપકાર કરૂં કે જેથી કૈં પણ દુઃખ મટાશે.
આગળ મજપર દુઃખ પડે તો મળે દયા કરનારા,
એવી આશા મનમાં રાખી, ધરૂં દયાના ધારા. ૪

જાણી, જોઈ, દુઃખ કરાવું, એ ન મળે મજ પાસે;
મજમાંથી પણ તે મન કાઢું, જે સે઼જે રીસાશે.
વાંકું જે કૈં કોઈમાં દેખું, યત્ન કરી સુધરાવું;
પણ સુધરે નહિ એવું જે છે," સમજી ખમતો જાઉં. ૫

દુષ્ટ હશે જે લોકાચારો, નરકે સહ પ઼ોંચાડે;
પ્રભુનો ભય હું માથે રાખી, તે ન કરૂં કે દ઼ાડે.
પણ આચાર ખરો જે હોશે, તે જોઈને પાળું,
કે મજ મરણ થશે જેવારે, શાંત મને તે ભાળું. ૬

જે સતલેખ કહે તે વાચું, શીખું તેની વાતો,
ધ્યાન ધરીને તે પર ધારૂં, ભૂલ રખે કંઈ ખાતો.
ઈસુ ચરણે હું શિર નામું, તે તો છે મજ ત્રાતા;
સતમાં મજ મન તે દૃઢ રાખે, તારણનું જળ પાતાં. ૭

## ૨૭૩ (૨૧) સ્વર્ગ અને નરક.

દોહા. પ્રેમ અને આનંદ છે નભને પેલે પાસ,
પવિત્ર બાળ, મુઆ પછી, વસે, કરી ત્યાં વાસ.
વળી ભયંકર નર્ક છે, જ્યાં સદાનું દુઃખ;
અગ્નિ વિષે પાપી પડે, સહુ ખોઈને સુખ. ૬.

## ૨૭૪ (૨૨) ઉપદેશ.

દોહા. સાચું સદાજ બોલતાં, ખોટું કર તું દૂર;
સત્યજ ઈશ્વરને ગમે; ફાવે સત્ય જરૂર.
જૂઠાનો તો દ્વેષ કર; મળ સાચાની સાથ.
સર્વે તારા કામમાં, સત્યજ કર દિન રાત. ૧

વઢવું નહિ રે બાળકે; નહિ કરવો મન દ્વેષ;
સુગુણી છે જે છોકરૂં, ભાંડે તે નવ લેશ.
દોષ વધેછે ભાંડતાં, નાના મોટા હોય;
માટે એનો તો ખરો, ત્યાગ કરો સહુ કોય. ૨

## ૨૭૫ (૨૩) છોકરાના વિશ્વાસ યોગ્ય ગીત.

ચોપાઈ.

મારે કરવું નહિ તોફાન; ઉછાછળું નહિ ધરવું ધ્યાન.
હે મજ ત્રાતા, લે મજ ઊર, નહિ ખસવા દે તુજથી દૂર.
અંતર રાખીને વિશ્વાસ, અંતે પોંચું પ્રભુ તુજ પાસ.
આભથકી ઉંચું જે ધામ, ત્યાં તુજ પાસે આપો ઠામ. ૬.

## ૨૭૬ (૨૪) જુઠું ન બોલવા વિષે.

**સવૈયા એકત્રીસી.**

વાહ! વાહ! એ તો કેવું દીપે, જોબન કાળે લેવું જ્ઞાન.
જૂઠ તજીને સાચજ કેવું, એ તો પામે સહુમાં માન.
જૂઠો જે પણ સાચું બોલે, કો માને નહિ રાખી હોંશ.
જૂઠ કહી જે ચુકો ઢાંકે, બમણો તે કરશે નિજ દોષ. ૧

ચેત થઈ નિત ચોકી રાખું, સાચવતાં મજ મુખનું દ્વાર.
કાં કે જૂઠો શિક્ષા પામે, નરકે મરણ સહે ને માર.
ઈશ્વર નોંધી રાખે જૂઠું, સહુ જે મુખથી બોલે બાળ.
લેખું લીધા વણ નહિ રેશે, માટે બીક ધરૂં સહુ કાળ. ૨

## ૨૭૭ (૨૫) સ્વર્ગ વાસમાં ભક્તનું સુખ.

**ચોપાયા.**

ભક્તતણી છે શુભ શુભ નગરી, સ્વરના ઉંચા વાસો.
કંચનના રસ્તા પર તેમાં, ચાલે છે પ્રભુ દાસો.
ભક્તતણી છે શુભ્ર શુભ ગંગા, સ્વરમાં ઉંચી વેતી,
તેના જળનું નિત નિત પીએ, સાચાના સહુ હેતી. ૧

ભક્તતણાં છે શુભ શુભ ગીતો, સ્વરને ઉંચે રાગે,
પ્રભુને નામે કીર્તન સાથે, કંચન વાજાં વાગે.
ભક્તતણાં છે શુભ શુભ ઠામો, સ્વરમાં સિદ્ધ કરેલાં,
ઇસુએ ત્યાં સિદ્ધ કરયાં છે, જાં પોતેજ ગએલા. ૨

ભક્તો સાથે શુભ શુભ દૂતો, સ્વર્ગ સભામાં રેછે,
સેવામાં પ્રભુ આસન ઘેરી, પૂર્ણાનંદજ લે છે.
ભક્તતણે કાજે છે એવાં, સ્વરમાં શુભ શુભ વાનાં,
કોએ મનમાં જે નહિ ધાર્યાં, તાં પોંચી લેવાનાં. ૩

---

## ૨૭૮ (૨૬) પ્રાર્થના.

દોહા. હે પ્રભુ, શિખવ પ્રાર્થના જેથી નાનો બાળ,
પામે તારાથી કૃપા બાળપણાને કાળ.
અર્જ સૂણી, બાપ તું, પવિત્ર આત્મા આપ,
મારૂં દિલ જેના થકી થાય નવું, નિષ્પાપ. ૧
જન્મ થકી છું પાપમાં ભટકત એમ સદાય,
રાંક અને લાચાર થઈ તારી દયા શિવાય.
પણ ઈસુ એ પાપનો નાશ કરશે નાશ,
કરશે તે લાયક મને રેવા તેની પાસ. ૨ હુ.

---

## ૨૭૮ (૨૭) બાળકની પ્રાર્થના.

દોહા. હે પ્રભુ શિખવ તું મને, આપી આત્મા દાન;
તારો બોધ લહું સદા, દૂર કરો અજ્ઞાન. ૧
તારૂં બાળક હું થઈ, રૂઝ પિતાની પાસ;
વાળ મને તુજ વાત પર, હું ઉછરૂં તુજ દાસ. ૨
દિન મારા તો સર્વમાં દોર મને તુજ વાટ,
જાં લગ વીતે માર્ગના સંધા વસમાં ઘાટ. ૩
મંદ ઘણી મજ બુદ્ધિ છે, પલે પલે છે ચૂક;
રીશા ના તુજ બાળ પર; દૂર કરી ના મૂક. ૪

## ૨૮૦ (૨૮) પ્રયત્નમાં થાકવું નહિ.

હિંદવી રાગ.

ફરી ફરી કર ઘાલો, જી.
અંતે જય તે ઝાલો, જી. ટેક.

કથળે કામ કદાપી કરતાં,
અર્થ ન સાધે છેડો ધરતાં,
તો પણ દૃઢ મન પાળો, જી. ફરી. ૧

હાથે અર્થ ન આવે પૂરો,
ત્યાં લગ કામ ન છાંડે શૂરો.
એને અર્થજ વાલો, જી. ફરી. ૨

હામ તજો મા વસમી વેળા,
બીક તજી દો, મારી ભેલા.
ન ડરે હિમ્મત વાળો, જી. ફરી. ૩

લોક કરે તે જૂઓ તાકી,
થાકો ના, શુભ અર્થજ રાખી.
યત્ન કરીને ચાલો, જી. ફરી. ૪

યત્ન કર્‍યામાં માન ભરયું છે,
આળસમાં અપમાન ખરૂં છે.
નવ રેજે તું ઠાલો, જી.
ફરી ફરી કર ઘાલો, જી.
અંતે જય તે ઝાલો, જી. ૫

## ૨૮૧ (૨૯) એની બીજી રચના.

'તજો તમે કેફ કરમ કરવું,' એ રાગ.

આ બોધ તમે મન સંભારો,
જો કાંઇ પ્રથમ કરતાં હારો,
ફરી ફરી યત્ન કરી કરવું. ટેક.

પાછળ લાગુ જો રેવાશે,
ના લેરા ડરો, ફત્તે થાશે,
આખર હિમ્મત તો દેખાશે. ફરી ફરી. ૧

બે કે ત્રણ વાર ફળ ન આવ્યો,
તો પણ અંતર ધીરજ રાખ્યો,
કદી જય આખર પામો આખો. ફરી ફરી. ૨

જો કામ ખરા મનથી કરિયે,
પણ નિષ્ફળ થઇ પાછા ફરિયે,
તો લાજ નથી તેમાં જરિયે. ફરી ફરી. ૩

જો ભાસે કામ ઘણું ભારે,
તન દઇને સર્વ કરો ત્યારે,
મળશે ફળ સમય થશે જ્યારે. ફરી ફરી. ૪

હિમ્મતથી કામ કરો સઘળાં,
પડો તમો શા કારણ નબળાં,
આ શબ્દ ધરો મનમાં સબળાં. ફરી ફરી. ૫

હ.

## ૨૮૨ (૩૦) લૌકિક આશા ભંગ થાયછે.

ચોપાચા વૃત્ત.

કેમ પડયું ગફલતમાં મન તું, શીદ થયું છે આકું, રે જી. ટેક.

કૃપણ ઘણી તો સેછે પીડા સાચવતાં નિજ નાણું;
વેપારી વેપાર કરીને સે નહિ દુઃખ તો નાનું.
ખેડુત ખેતર પણ કરવામાં કામ કરે બહુ ભારે;
વાવી, વાઢી, ધાન્ય લણેછે, કષ્ટ સયા પર ત્યારે. કેમ. ૧

લાંબે પંથે પંથી જાશે, ઘર મુકીને છેટે,
ભૂખ્યો,તરશ્યો,થાકયો ચાલે, વિધ વિધ દુઃખો વેઠે;
આવાં દુઃખ બધાં તો સેછે, ઇચ્છા રાખી મોટી.
તો પણ અંતે નિષ્ફળ સર્વે આશા જણાશે ખોટી. કેમ. ૨

કાં કે રૂપું, સોનું, સંધું કૃપણ તજીને જાશે;
વેપારી નિજ લાભતણું કાંઇ નહિ રાખે નિજ પાસે.
ખેડુત પોતે પાકો થઇને, ધાન્ય પેઠેજ વઢાશે;
પંથી અહિંથી ચાલ્યો જઇને, પરલોકે જઇ વાસે. કેમ. ૩

સહુની આશા ભંગ થવાની, સર્વે જાય સ્મશાને;
માટી કે રાખોડી થઇને, સુખ દુખનું નહિ જાણે.
જેમાં ફરતા હરતા, તેઓ રોઇ કૂટી કાડે;
ભૂલી જાશે કામે વળગી, સહુ પોતાને વાડે. કેમ. ૪

તો શા માટે ભાવથકી તો, અહિંના પંકડો રાખી,
થોડા દિનમાં તજવાનું જે, તેના પર શો તાકી ?
નિદ્રામાં તો કાલે સ્વપ્ને, ખેલ દિસેછે કેવો,
માનવ સર્વે મોહિત થઇને, ભાવ કરેછે તેવો. કેમ. ૫

માનજ, દ્રવ્યજ, પ્રેમજ, સૌખ્યજ, એજ ન ગાતા હોશે;
એની સાથે સહુ જન મનમાં, કલ્પિત કંઈ તો જોશે.
કલ્પિત ગાયું, ભાવ ધરીને, ગાવાનું નહિ ગાયું,
ન બને તેની આશા રાખી, માટે સુખ ન જણાયું. કેમ. ૬

શું ગાતા હોશે તે પોતે સાફ કંઈ નહિ જાણે;
તો પણ ગાતા ગાતા રહે છે, બળદ ફરે જેમ ઘાણે.
લૌકિક વાતે તૃપ્ત થશે નહિ અક્ષય માનવ બુદ્ધિ.
મનમાં માનવ શાંતિ ન જાણે, ન ગ્રહ્યું સત તાં સુધી. કેમ. ૭

સત પકડીને ચાલો માટે, ઈશ્વરથી માગીને;
સતલેખોની વાતો માનો, નિદ્રાથી જાગીને.
પ્રભુએ માનવનું જાણીને, પ્રગટાવ્યા આ લેખો,
સહુ તુજ સમજણ નબળી જાણી, એનો લ્યો શુભ ટેકો. કેમ. ૮

## ૨૮૩ (૩૧) જય જય ઇંગ્લંડ દેશને.

દોહા. જય જય ઈંગ્લંડ દેશને! તાં વન વગડા બેશ;
જય શુભ ઈંગ્લંડ દેશને! જય જય ભૂપ હમેશ!
તાંના જળપર સહુ તરો વાહાણ સદા સારાંજ,
તાંના થળપર પણ વસો મિત્ર સદા સાચાજ,
તાંની સીમોમાં હજો શાંતિજ શાંતિ સદાજ,
તાંના ભંડારો થજો પૂર્ણ ભરેલ બધાજ,
જય જય સુખ મુખ દેશને, હસતો ઈંગ્લંડ દેશ!
સહુ સહુ આપણ તે વિષે પાળિયે સાચ હમેશ.
આ વાહાલા શુભ દેશના સહુએ સાચા થાઓ,
તાંની રાણીપર સદા દૃઢ રાખો સદ્ભાવ.

## ૨૮૪ (૩૨) મહાનૃપ શ્રમરાજાનું વખાણ.

પરમેશ્વરે બધાં માણસને માથે શ્રમ કરવાનો ધર્મ ઠરાવ્યો છે. પણ કેવળ શ્રમ એવું નથી. શ્રમના દુઃખને બદલે સારાં સારાં ફળ પામવાનું કરચું છે. જગતમાં ઘણું કરીને એવું છે, કે જેમ માણસ શ્રમ કરે તેમ તેમાંથી કાંઈ તો સારૂં દેખે. અડચણો અગણિત અને મોટી મોટી હોય, પણ જાણે કે શ્રમ તેમની સામે લડેછે, તેમને પાડી નાંખેછે, ને તેમની પાસેથી જીતનો મુગટ હરી લેછે. શ્રમ કરે પરસેવો થાય ખરો, પણ જેમ ભૂપને માથે મુગટનાં રત્નો ચળકે, તેમ શ્રમિયાને માથે પરસેવાનાં ટીપાં રત્નરૂપે ચળકેછે.

ચારણાકુલ.

શ્રમ રાજા બહુ મોટો છે રે, કુલનું વર્ણન કેમ થશે રે?
શ્રમ જેવો નહિ રણજીતો રે, સૌને માથે ચડશે જો રે.
લાલ મણી ને રત્ન ઘણાં રે, ચમકે ચળકે તાજતણાં રે.
જુઓ કેવા ઝળકેછે રે, પરસેવાનાં ટીપાં એ રે.
દૃઢ મન ને દિલ ધીર ધરે રે, કો પણ ડરથી નાજ ડરે રે.
જોર કરીને જીતવું જ્યારે, ઝંડો ઝાલે ચડતો ત્યારે.
જન જાતીમાં જીત કરે રે, નૃપના કુલનું પીછું ધરે રે.
શ્રમ રાજા નહિ શરમાશે રે, સૃષ્ટિમાં તે શ્રેષ્ઠ થશે રે. ટેક.

દોહા. ભીલતણો શો રાગ છે, રાનતણાં જ્યાં ઝાડ,
વૃક્ષના થડમાં મારતાં કુહાડાનો ધાડ,
જોર કરીને પાડતાં, વૃક્ષનો રાજા,સાગ?
શ્રમના તો શુભ ગાનમાં, કેવો કાઢે રાગ.?
શ્રમરાજા બહુ મોટો.

ખાણિયાનો શો રાગ છે, ઉતરે જ્યારે ખાણ?
ઊંડો જઈ પાતાળમાં, ફોડે જ્યારે પાણ?
લાવી ધાતુ રત્ન બહુ જ્યારે આપે હાથ,
ત્યારે કામ સફળ થયે કેમ સ્તવે શ્રમનાથ?
શ્રમરાજા બહુ મોટો.

ખેડુતનો પણ રાગ શો, હળ ઝાલે જે વાર,
બી ક્યારે પણ ભોંયમાં, જોઈ જોઈ સાર,
તાપ બધો દિન વેઠતાં, વાસો રેતાં રાત,
શો કાઢેછે રાગ તે, તે મેનતની સાથ?
શ્રમરાજા બહુ મોટો.

ચઢે ખલાસી વહાણ પર, વેઠે વાનું જોર,
સુકાન ઝાલી બેઠશે, જો પણ રાત્રી ઘોર,
બાંધે, છોડે,' ફેરવે, જંપે નહિ દિન રાત,
પણ બંદરમાં પોંચતાં ગાએ સુખની સાથ–
શ્રમરાજા બહુ મોટો.

ઘણ મારે લોહાર પણ લોહડું તાવી લાલ,
એરણ પર લોડા તણો ઘાટ બદલે તત્કાલ;
ટીપી, ટીપી, તે ઘણી સર્વ કરે હથિયાર,
બળ સાથે તે જય કરી રાગ ફરી ગાનાર;–
શ્રમરાજા બહુ મોટો.

ઠાર કુહાડો વાંસલો લઈ ઘડેછે કાઠ;
આરી, ફરશી, વીંધણું વિધ વિધ લાવે ઘાટ,
ઘરના પીઢો, થાંભલા, ખુરશી, ગાડી, મેજ,
નિજ મેનત ને યુક્તિથી કરતાં ગાએ તેજ.
શ્રમરાજા બહુ મોટો.

કડિયો એમજ શ્રમ કરે ઘર ચણવાની વાર,
થર પર થર ઈંટો ધરે, સૂતરનેજ સુમાર,
ધીરે ધીરે ટોચ લગિ લાવે છેલું કામ;
શ્રમના નૃપને માનતાં નહિ મૂકે નિજ હામ.
શ્રમરાજા બહુ મોટો.

વણકરના તો કામમાં વાણો તાણો થાય,
ઝટ ઝટ કર પગ ફેરવે, જ્યમ લુગડું ઉતરાય.
રાજા રૈયત વસ્ત્ર લે, સુખ પામેછે સાર.
વણકર તો એ મોજમાં ગીત કરેછે યાર.
શ્રમરાજ બહુ મોટો.

વિદ્યાર્થી વિદ્યા ભણી જ્ઞાન કરે વિસ્તાર,
નવા નવાના શોધમાં લાગે વારંવાર,
ઊંઘ તજે, તન દુઃખ સહે, લે સ્પવિદ્યા સાથ.
તેના શ્રમમાં તે કહે રાગતણી એ વાત.
શ્રમરાજા બહુ મોટો.

એમજ સર્વ મેનતી શ્રમ વેઠીને ગાય.
શ્રમરાજાથી જય મળે, શ્રમથી તાજ ધરાય,
સર્વ શ્રમને માનવો, શ્રમ આપે સહુ સાર,
શ્રમથી સુધરે માનવી, એ ઇચ્છે કરતાર.
શ્રમરાજા બહુ મોટો.

પણ કારીગર એક છે, વિશ્વજ તેનું કામ.
શ્રમ જાણે નહિ તે કદી, નહિ તેને શ્રમ નામ.
માનવનો તો શ્રમ બધો તેજ કરે ફળવાન,
આળસને તો પાડતાં, ઉદ્યમને દે માન.
શ્રમરાજા બહુ મોટો.

## ૨૮૫ (૩૩) પુરાતન વાર્ત્તા.

### શુભ વાર્ત્તા સાંભળવાનું મન થયું.

ઈશ્વરને તો શીશ નમાવી ચોખ્ખી વાણી માગું,
વાત પુરાતન કાલ તણી જે તે હું લખવા લાગું. ૧

ભટકાભાઈ, ને સતધારી, એવાં નામ ધરીને,
બે ભાઈની ઉપમા આપું, કરવા બોધ ગ્રહીને. ૨

એક પિતાના બન્ને, સમજો; સાથે તો ઉછરેલા;
એકજ મોટા ગુરૂને ચરણે સતની વાત ભણેલા. ૩

સતધારી તો સદ્‌ગુરૂ ચરણે શીખેલી સહુ વાતો,
ભાવ થકી નિજ મનમાં રાખી, સત પંથે નિત જાતો. ૪

ભટકો તો સહુ બોધ તજીને, પાતક પંથે ચાલ્યો;
નાનપણાનું સહુ ભૂલીને, બોધ કશો નહિ પાલ્યો. ૫

વિધવિધમાં તો બહુ અથડાઈ, પસ્તાતો તે આવ્યો.
સતધારીની પાસે આવી, મનનો ભાવ જણાવ્યો. ૬

જૂની વાતો જે વિસરેલી, સર્વ ફરી તે ચાહતો;
માટે તે નિજ ભાઈ પાસે ઉચ્ચરચો અર્જી આ તો. ૭

વાત પુરાતન કાળ તણી જે, તે મજને સૂણાવો,
સ્વરમાં જે અણદીઠ પડેલું, તે મજને સમજાવો. ૮

ઈસૂની હું વાત ચહુંછું, ને તેના મહિમાની;
ઈસૂની, રે, વાત જણાવો, ને નિજ પ્રેમ ઘણાની. ૯

નાના બાળકને જ્યમ કેહેશો, સુલભ કરીને બોલો;
કાંકે હું છું નિર્બળ, થાક્યો, અનાથ,મેલો,ભોળો. ૧૦

ધીરેથી તો વાર્ત્તા કેજો, કે મજથી સમજાશે,
કે ક્યમ અચરત પાપ નિવારણ ઈશ્વર રીતે થાશે. ૧૧

ફરી ફરી તે વાર્ત્તા કેજો; ભૂલુંછું બહુ વેલો;
લોપ થયું બળ જોવાનીનું, વખ્ત થયો છે છેલો. ૧૨

ધીમેથી તે વાર્ત્તા કેજો, સ્વર ગંભીર કરીને,
જેને તારવા ઈસુ આવ્યો, તે હું છું જાણીને. ૧૩

ફરી ફરી તે વાર્ત્તા કેજો, જો તમ ઈચ્છા એવી,
કે દુઃખ વેળાને ગભરાટે મજને ધીરજ દેવી. ૧૪

તે ને તેજ પુરાતન વાર્ત્તા દયા કરીને કેજો,
જે જે વારે મજ પર જોતાં તમમાં બીક થશે જો, ૧૫

કે આ જગનો ઠાલો મહિમા મજ પર જોર કરેછે,
ને આત્માની હાની કરતાં જૂઠે મોહી લેછે. ૧૬

હા, ને જ્યારે સ્વર્ગી મહિમા ઉદય થતો દેખાશે,
ત્યારે પૂરૂં હેત કરીને, ઊભાં રેતાં પાસે, ૧૭

તે ને તેજ પુરાતન વાર્ત્તા મજ કાને તો કેજો,
કે "ઈસુથી શુદ્ધ થશે તું" એમ દિલાશો દેજો. ૧૮

## શુભ વાર્ત્તા કેહેવામાં આવેછે.

ભટકાની આ વાતો સૂણી, સતધારી બહુ હરખ્યાં;
ગભરાએલા ભાઈ તણો તો ભાવ બધો તો પરખ્યો. ૧૯

તે પર, ઈશ્વરધ્યાન ધરીને, બુદ્ધિ ખરી પણ માગી;
કે તારણનો મર્મ જણાવે, અવર બધું તો ત્યાગી. ૨૦

ઉલટ થકી આલિંગન કીધું, પ્રીતિ ઘણી દર્શાવી.
ભાઈના શુભ અર્થ પ્રમાણે, આ વાર્ત્તા સૂણાવી. ૨૧

ભ્રાત,તમો હવડાં મજ પાસે, યોગ્ય વિનંતિ કરોછો;
કે અણદીઠ વિષે હું બોલું, એની આશા ધરોછો. ૨૨

ઈસૂનો શુભ મહિમા કેવો, એ તમ જોવા માગો;
ઈસૂનો જે પ્રેમ ઘણો છે, તે તમ લેવા લાગો. ૨૩

વાત પુરાતન કાળતણી જે, તે ચાહોછો ભાવે,
તે વિણ બીજું કૈં તમ મનને, ગમતું તો નહિ આવે. ૨૪

લાયક એ તમ ભાવ ઘણો છે, યોગ્ય સદા દેખાશે;
કાંકે એ તો વાત પુરાતન નિત્ય નવી જ્યમ ભાસે. ૨૫

મારા મનમાં પણં એ ચાના આવે બહુ બહુ વારે,
કે મજને પણ કોએ કેવી નિત નિત વાર્ત્તા આ રે. ૨૬

સાંભળતાં તો થાક ન લાગે, વાર્ત્તા અનુપમ એ છે;
વાત ગમે તેમ લાંબી,તો પંણ મનને મોહી લે છે. ૨૭

પણ, શા સારૂ એવું કેતાં, અમથો વાર લગાડું ?
વ્યર્થ વિલંબ વિના, હું તમને મીઠી વાત ચખાડું. ૨૮

કૈંથી તો હું કેવા લાગું, વાત પુરાતન કેતાં;
ઈસૂ કેવાં કાર્ય ચલાવે, જગને તારણ દેતાં ? ૨૯

સૂણો, ને હું વાત કરું તે જેમાં ત્રાણ થવાનું,
આપણને પ્રભુ સાહ્ય કરીને, આપો જ્ઞાન સદાનું. ૩૦

વાત પુરાતન તો તમ દિલમાં પૂર્ણાનંદ કરાવો;
તેથી તમને પણ સંદેશો પ્રભુ પાસેથી આવો. ૩૧

દોષતણાં તો મૂળાં શાં છે, હે મજ ભ્રાત, કહું છું,
સતને અનુકુલ છે જે તારણ, સાંભળ, તેજ વદું છું. ૩૨

## પતિત થએલા માણસ પર દયાનું વચન.

કર્ત્તાએ તો માનવ કર્યું, ને અધિકારે થાપ્યું;
સુખ બાગે પણ તેને રાખી, હાથ ભુવન સહુ આપ્યું. ૩૩

એકજ ફળ વર્જીને બોલ્યો, 'તેજ ન ખાતા' જોજો.
એ આજ્ઞાવિણ, તેને માથે કો બીજો નહિ બોજો. ૩૪

રે, રે, શોકિત વાત કહું શું! તે આજ્ઞા નહિ પાળી;
ના ખાવાની વાત હતી જે, તેઓએ નહિ ઝાલી. ૩૫

સર્પ સ્વરૂપે ઘાતક આવ્યો, ફળનું વર્ણન કીધું,
તેઓએ તો વાત સૂણીને તેણી ગમ મન દીધું. ૩૬

જોયું, ચાખ્યું, લીધું, ખાધું; પતિત થઈને મૂઆ;
તેની સાથે વંશજ બધા સતપથથી છે જૂઆ. ૩૭

તો પણ પ્રેમ ભરેલા દેવે સહુપર કરૂણા આણી;
પોતે પૂર્ણોદ્ધાર વિષે તાં કીધી મીઠી વાણી. ૩૮

પતિત થયાથી નષ્ટ થએલાં માનવને સંભાર્યાં,
તારણ માટે સર્વ ઉપાયો જ્ઞાન થકી પણ ધાર્યા. ૩૯

આવી માનવ પાસે તેણે તારણ વાત જણાવી;
આદિ પિતા માતાના મનમાં આશ કરાવી આવી. ૪૦

પાપ વિના જે એકજ માનવ સ્ત્રીને પેટ જણાશે;
સર્પતણો તે નાશક થાતાં, માનવ તારક થાશે. ૪૧

આદમનો તે પુત્ર ખરો છે, સહુમાં માનવ અંગી,
તો પણ ઈશ્વર પૂત્ર સનાતન સહુ વૈભવનો સંગી. ૪૨

પાપ મરણ ને નરક થકી તે પૂરૂં ત્રાણ કરાવે,
પાપીઓને મુક્તિ પમાડી સ્વર્ગ સુવાસે લાવે. ૪૩

## તારનારનો જન્મ.

સાંભળ, ભ્રાત, વળી મજ વાતો તારકની જે બોલું,
તેના જન્મ વિશેની વાર્તા તે હવડાં હું ખોલું. ૪૪

માનવ પૂર્વજ બન્ને મૂઆં, વળી ઘણી પેઢીનાં.
જગમાં એમ હજારો વર્ષો આલ્યાં કાળ નદીનાં. ૪૫

સમય પછી તો પૂર્ણ થએથી, તારકનો દિન આવ્યો,
તેના જન્મ થયા પર, તેને પ્રભુએ આમ જણાવ્યો. ૪૬

ઘેટાં પાસે પાળક બેઠા ચોકી કરતાં રાતે;
તેઓ ઓચીંતા ગભરાયા, ઝળકરો તો થાતે. ૪૭

અચરત જેવી વાત બની ત્યાં, રેણ સમે અજવાળું.
શાનું ચિન્હ હશે તે જૂએ - કોપિત કે કરૂણાળુ. ૪૮

સ્વર્ગથકી ઉતરીને દૂતો સંદેશા તો લાવ્યા;
તારકના શુભ જન્મ વિષે તે કેવા કાજે આવ્યા. ૪૯

પાળકનાં મન શાંત કરીને, તેઓ કેહેછે એવું.
“બીતા ના તમ, ના ગભરાશો; સુખનું કારણ લેવું. ૫૦

ખ્રીસ્ત તણો તો જન્મ થયો છે, તે છે તારક જાણો.
પાસેના તો ગામ વિષે, જો, તે તમને મળવાનો." ૫૧

તે પર, ત્યારે, દૂત ઘણાએ વાર્ત્તા ઝીલી લીધી,
પેલી સાથે મળતી વાતો સ્તવનતણી તાં કીધી. ૫૨

'ઉંચામાં બહુ માન થકી તો પ્રભુને મહિમા હોજો.
'ભૂવનમાં સહુ માનવ કાજે પ્રેમ કુશલ છે, જોજો.' ૫૩

એ સહુ વાત વિષે તો જોવા પાળક ચાલ્યા વેલા.
તારકને તેઓએ દીઠા ગભાણમાં પોઢેલા. ૫૪

વચન હવે તો પૂર્ણ થએલું, એ તો સર્વ દીઠું,
કાળ પુરાતનમાં આપેલું વચન, અત્યંતજ મીઠું. ૫૫

પૂરો કાળ થતે, તો આવ્યો પાપીનો શુભ ત્રાતા;
વાર ઘણી લાગેલી, તો પણ આવ્યો તે સુખદાતા. ૫૬

પાપીનું તો તારણ કરવા તે બહુ ભાવે ચાહ્યે;
ભટકેલાને શોધી લાવવું એ કરવા તે ધાએ. ૫૭

એમાં શું શું સેવું જાણી, સિદ્ધ હતો તે સેવા;
સહુ વિધ પીડા માથે રાખી દુઃખિતને સુખ દેવા. ૫૮

દીન જનોમાં કામ કરે તે, કામકરી તે પોતે,
માટે દુઃખિતનું સૌ સમજે, દુઃખ થતાં તો જોતે. ૫૯

## તારનાર પ્રગટ થયો.

જન્મે વર્ષો ત્રીસ થયા પર, તે અધિકારે આવ્યો.
શુદ્ધ પરાક્રમ પ્રગટાવીને દૈવ પ્રતાપ જણાવ્યો. ૬૦

ત્રણ વર્ષો લગ લોકોમાં તો, શુભ શુભ કામો કીધાં.
પંગાને પગ, ટુંડાને કર, અંધાને ચક્ષ દીધાં. ૬૧

બ્હેરાં, મુગાં, માંદાનાં પણ વિધ વિધ દુઃખો ટાળ્યાં;
જીવાડયાં પણ મુએલાંને, ભટકેલાંને વાળ્યાં; ૬૨

જગમાં પોતે નિર્ધન ફરતો, માટે દ્રવ્ય ન દીધું;
પણ ભૂખ્યાને અન્ન ખવાડી તેઓને સુખ કીધું. ૬૩

જે જે દુઃખ તો જેને થાતું તેના કરે ઉપાયો,
દીન દરિદ્રીનો સુખ દાતા, એવો પૂર્ણ જણાયો. ૬૪

થાક સુએ, ને યત્ન કરે તે, કે શુભ સહુને લાવે.
નિત્ય વિકાર વિના સહુ ઠામે દૃઢ મન ભાવ જણાવે. ૬૫

જે જે આવી શોક જણાવે, સૂણે તેની વાતો,
પાપ થકી અકલાએલાને, શાંતિ તણું જળ પાતો. ૬૬

દોષિત, દુઃખિત, દાબેલાને દાન દયાનું દેતો,
પાપી જનની પીડા સંધી તે નિત પોતે લેતો. ૬૭

દુઃખ સહન કીધાથી પોતે દુઃખ તણું સહુ જાણે,
માનવ દુઃખ બધું બૂઝીને પૂર્ણ દયા તે આણે. ૬૮

માટે જ્યાંય દિલાશો આપે, જાણ્યા જેવો આપે;
સાથ રુઈ જ્યમ ભાઈ બોલે, કષ્ટ બધું તે કાપે. ૬૯

માણસ ઈસુ ખ્રીસ્ત હતો રે, પાપીને ચાનારો;
દુઃખિત જનનો પ્રેમી બેલી, ને ઉપકારી સારો. ૭૦

## માણસની વતો તારનારને દુઃખ.

એવી વાત કરૂં લાંબી, પણ પાર પડે ન કદાપિ.
બીજી વાત હવે કેવાનો; સાંભળજે મન આપી. ૭૧

દુઃખિત, શોકિતવાર્તા આવે, કેતાં મન અકળાશે;
માટે સાંભળ શાંત રઈને તે બહુ ગંભિર ભાસે. ૭૨

શુદ્ધ પવિત્ર હતો તો ઈસુ, દોષ કલંક વિના તે;
તન મન આત્માના ઉપકારો નિત્ય કરે તે જાતે. ૭૩

તો પણ પકડયો દુષ્ટ જનોએ, પૂર્ણ અનર્થજ કીધો;
વધસ્તંભે પગ હાથ જડાવ્યા, જીવ પ્રહારી લીધો. ૭૪

અધધધ! અધધધ! શું વિકરાલું! થંભ ભણીરે ભાળો!
જીવન દાતા, જગનો ત્રાતા, ચક તેની ગમવાળો. ૭૫

તુજ કાજે રે પ્રાણ તજે છે, તુજ કાજે સહુ સે છે.
પ્રેમ અખંડ કરી તારા પર, તારો બદલો દે છે. ૭૬

તેના કર પગ છે વિંધેલા, મુખ તો નહિ સંતાતું.
નિર્દય લોકો સામા ભાળે, રક્ત પડે છે રાતું. ૭૭

હાસ્ય કરે, ને મેણા મારે; “દેવ તણો સુત જો તું’
‘હવડાં થંભ તજી ઉતરીને તાજ શિરે ધર તો તું.’ ૭૮

‘બીજાનો તો રક્ષક જે છે બચી શકે નહિ પોતે.’
એવાં એવાં કડવાં વચનો લોકો કે છે જોતે. ૭૯

નિંદકની તો એવી વાતો કેમજ સે છે એવો?
શાથી છે કે દુઃખ સમેમાં, શક્તિ વિનાના જેવો? ૮૦

શું તેમાં તો બળ નોતું કે શબ્દે શત્રુ હટાવે?
દિવ્ય પરાક્રમ નોનો, કે તે બાળી ભસ્મ કરાવે? ૮૧

હા રે, પૂર્ણ પરાક્રમ તેમાં નાશ ખરો કરવાને;
ક્રોધ કરી જો બાળત તે તો, પડત બધા મૃત ઠાણે. ૮૨

પણ એવું કરવાની ઈચ્છા લેશ નથી ત્રાતામાં;
તારણ તેણે પૂર્ણ કરાવ્યું એ પીડા સેતામાં. ૮૩

મરણ સહીને જીવન આપે, દુ:ખ સહી સુખ લાવે,
દંડ સહીને પાપી કાજે માનવ દોષ ટળાવે. ૮૪

એવ અર્થે તે નિજ માથે સંધું થાવા દીધું,
માનવ નામે સહન કરીને, પાપ નિવારણ કીધું. ૮૫

માનવ કાજે દુ:ખ બધું તો, તેણે વેઠ્યું પૂરું.
પૂર્ણોદ્ધાર થયાને અર્થે, કો નહિ કાર્ય અધૂરું. ૮૬
જે બળ માનવમાં તો નો'તું, તે તેણે દેખાડયું;
માનવથી જે દુ:ખ ન જાતું, તેણે સર્વ મટાડયું. ૮૭

માનવના પાપોને બદલે કષ્ટ સહ્યું છે એણે;
જે દેવું માનવ નહિ વાળે સહુ વાળ્યું છે તેણે. ૮૮

માનવનો જામીન થઈને, તેનાં સર્વે લીધાં;
માનવ નામે, ન્યાય તણાં તો સંધાં દેવાં દીધાં. ૮૯

હવે બધું લો પાર થયું છે, પાપતણું નહિ દેવું;
ઈસુના પરિહાર તણું ફળ ભાવ ધરીને લેવું. ૯૦
અચરત જેવું પાપ નિવારણ ઈશ્વરનું યોજેલું.
તેનાથી તો તારે કાજે, સ્વર્ગ બરૂં ઉઘડેલું. ૯૧

પૂર્ણ ભરોસો એથી છે કે, ઈસુ મરણ સહીને;
મૃત લોકેથી પાછો આવ્યો, શુદ્ધ સજીવ થઈને. ૯૨

મરણ વિરૂદ્ધ લડી તે જીત્યો, જય જયકાર કરાવ્યા,
દ્વેષકનું બળ તોડી નાખી પાપીને છોડાવ્યા. ૯૩

ભૂતળમાં કાંઈ વાર રહીને, શુદ્ધ પ્રમાણ કરાવ્યું.
શિષ્યોમાં વિશ્વાસ કરાવી, દૃઢમન,ચિત્તઠરાવ્યું. ૯૪

તે પર તે સ્વરલોક બિરાજ્યો, બેઠો આસન વાળી,
ત્રિલોકનો તે ઈશ ઠર્યો છે, હારકનો જશ ઝાલી. ૯૫

પાપીનો મધ્યસ્થ થઈને, જાથુ કાર્ય ચલાવે;
દુઃખતણાં ફળ પ્રાપ્ત કરીને, સ્વર્ગે સંત ચડાવે. ૯૬

## સંશોધક મોકળવાનું વર્ણન.

વાત હવે બીજી સૂણાવું જેથી થાય દિલાસો,
જ્યાં લગ આપણ ભૂતળમાં તો રેતાં કરિયે વાસો. ૯૭

સ્વર લોકે જે વાર પધાર્યો માનવનો શુભ ત્રાતા,
સંત જનોનાં સંકટ જાણી એમ વદ્યો સુખદાતા. ૯૮

"હું તમ કાજ પિતાની પાસે પ્રાર્થ કરીને માગું,
"કે તમને સંશોધક આપે, જે પાસે રે લાગુ. ૯૯

"તે મજ કાજે સાક્ષી પૂરે, શુદ્ધ જણાવે વાતો,
"તે તમ પાસ સદા રેવાનો, ભૂલ રખે કો ખાતો." ૧૦૦

આપણ પાસે હમણાં સૂધી તે સંશોધક રે છે,
ભૂલ તજાવી, જ્ઞાન કરાવી, સ્વાર્ગિક બોધન દે છે; ૧૦૧

દ્વેષ મટાડી, સદ્‌ગુણ લાવી, ચોખ્ખા પુત્ર ઠરાવે;
આળસ કાઢી, આસ્થા આપી, સર્વ સુકાર્ય કરાવે; ૧૦૨

મોત ભણી તો જાતાં જોઈ પ્રેમ થકી તે વાળે;
આપણને તે નબળા જાણી, બળ આપે ને ઝાલે. ૧૦૩

માર્ગ નવો જે જીવન દાયક, તેમાં નિત્ય ચલાવે;
દુઃખ તણાં સહુ મૂળાં કાપી, તારણમાં હર્ખાવે. ૧૦૪

## શુભ વાર્ત્તા સમાપ્ત.

એજ હવે છે વાત પુરાતન, વાર્ત્તા કાળ ઘણાની;
એમાં સહુ વિશ્વાસી પૂર્વજ હર્ખ કરે શુભ જાણી. ૧૦૫

ભ્રાત, તને કંઈ સૂજ પડે છે, એ તો સાંભળતામાં;
અચરત જેવી વાર્ત્તા સૂણી ભાવ થયો હૈડામાં? ૧૦૬

ઈશ્વરની તે રીતિ કરેલી, પાપ નિવારણ જેથી,
તેનું જાણ થતાં તુજ મનમાં હર્ખ થયો છે તેથી? ૧૦૭

વાત ભરોસા લાયક પૂરી, એવું મનમાં ભાસે?
તારણનો સંદેસો માનો, અંતરને વિશ્વાસે. ૧૦૮

સૌ પાપીને કાજે એ તો દેવ શુદ્ધ ઠરાવ્યું,
માટે જાણો છો કે તેમાં, તમતારણપણઆવ્યું? ૧૦૯

તારણનો સ્વીકાર કરો તમ, વાત ધરો વિશ્વાસે,
આ છે ઉત્તમ તારણ જાણો, ત્રાતા ઈસ્રુ પાસે. ૧૧૦

તારણ કરવા તે ઇચ્છે છે, તારણ તેની ચ્યાના,
તારણ લ્યો વિશ્વાસ કરીને, ને સ્વરનાં શુભવાનાં. ૧૧૧

જીવન લ્યો વિશ્વાસ કરીને, અંત વિના તો તે છે,
પરમાનંદ કરીને લ્યો ને, જે તમને પ્રભુ દે છે. ૧૧૨

તારણની આ વાત થકી જો હવડાં શાંત થયા છો,
તો સહુ કોને જ્ઞાન જણાવી માર્ગ બતાવો સાચો. ૧૧૩

વાત પુરાતન છે ઉપયોગી સર્વ જનોને કાજે,
તો સર્વને વાત કહીને તું ઉપકારી થાજે. ૧૧૪

જો તમ જાણો કે છો છૂટા ખ્રીસ્ત થકીજ થએલા,
તો તેનું તો સર્વ જાણે એમજ ઠરાવો વેલા. ૧૧૫

તારૂં શુભ શુભ જોઈ તેઓ ઈચ્છા કરવા લાગે,
એ પર પ્રભુના પાડો માની મીઠા ગાયન જાગે. ૧૧૬

ન્યાય તણા ચૂકાદા કાજે, ખ્રીસ્ત ફરી તો આવે;
સહુ સંતોને ન્યાય જણાવી માથે તાજ ધરાવે. ૧૧૭

આપણ સર્વે તે દાડામાં, તેને તો જોવાના.
પૂર્ણ થશે રે, તેને જોતાં, સહુ સંતોની ચાના. ૧૧૮

---

## ૨૮૬ (૩૪) દશ આજ્ઞાનું તાત્પર્ય.

વખેદ વૃત્ત; ૪ ૪ ૪ ૪ – ૮

આજ્ઞા ધારી, નિત નિત રાખો ધ્યાન;
તેનો મર્મ વિચારી પામો શાન.
પરમ કરો તુજ મનમાં ઈશ્વર વાલ;
તુજ સમ ભ્રાત ચહીને હેતે ચાલ.

## ૨૮૭ (૩૫) દશ આજ્ઞા. સારાંશ.

હીર વૃત્ત. ૨ ᴗ ૨ ᴗ' ૨ ᴗ ૨ ᴗ' ૨ ᴗ – ᴗ –

પરમ ધર્મ, શુદ્ધ મર્મ, ધીર ધ્યાનમાં ધરો.
પાત્ર, પંથ, ભાવ, નેમ, દેવ સેવમાં સ્મરો.
માત તાત નિત્ય માન. પંડ ચોખ્ખ રાખજો.
ઘાત, ચોર, જૂઠ, લોભ માનવો વિષે તજો.

---

## ૨૮૮ (૩૬) દશ આજ્ઞા.

સમાનિકા. – ᴗ – ᴗ – ᴗ –

સત્ય દેવને ભજો. મૂર્ત્તિ માત્રને તજો.
દેવ નામથી ડરો. ભક્તિ નેમથી ધરો.
પુત્ર ધર્મ ઝાલજો. દેહ શુદ્ધ પાળજો.
ઘાત કાર્ય, ના કરો. ચોર કામથી ફરો.
જૂઠ નાજ ભાખજો. લોભ નાજ રાખજો.

---

## ૨૮૯ (૩૭) દશ આજ્ઞા.

નિષેધ. ૪ ૪ ૪ ૪ – –

૧ એકજ હું પ્રભુ દેવ, ભજીને સેવો;
અવર કરો મા મારી સમ્મુખ દેવો.
૨ મૂર્ત્તિ કરો મા, કોઈ તમ કાજ, કશાની,
ઉપર સ્વર્ગે કે નીચે ભૂપરનાંની,
અથવા ભૂતળ તળિયે જળ નિધિમાંની.
પ્રતિમાને નમશો ના, ઈશ્વર જાણી;

કાંકે હુંજ યહોવા દેવ તમારો
અપરાક્ષમ છું-નહિ અવરો ખમનારો.
પુત્રો પર હું પાપ પિતાનાં વાળું,
દ્વેષકનું ત્રીજું ચોથું કુળ ઝાલું;
પણ જે મજને ચાહી આગ્ના પાળે,
તે પર પ્રેમ હજાર કુળો લગ ચાલે.

૩ પ્રભુ તમ દેવતણું ના નામ વૃથા લ્યો;
એવાને પ્રભુ પૂર્ણ ગણે દોષાળો.
૪ ચોખ્ખો પાળો સાબ્બત દિન સંભારી;
છ દિને કામ કરી રેજો પરવારી.
સાબ્બત દિન તો પ્રભુ તુજ દેવતણો છે,
તે પર કામ કરો મા, ભક્ત જનો જે-
તમ, કે પુત્રક પુત્રી, દાસક દાસી,
તમ પશુ, કે ભાગળમાં પરવાસી;
કાં કે પ્રભુએ છ દિને સર્વ સૃજાવ્યાં-
સ્વર થળ જળ ને તેમાં જે સહુ આવ્યાં.
તેઓમાં જે અર્થ બધો આરંભ્યો,
છ દિનોમાં તો પૂર્ણ કરીને થંભ્યો.
માટે સાબ્બત દિનને આશિષ દીધો,
શુદ્ધ ઠરાવીને પણ જૂદો કીધો.

૫ માત પિતાને માનો; કે પ્રભુ આપે
દેશ તમોને, તેમાં બહુ દિન સ્થાપે.
૬-૭ ખૂન કરો મા.-ને વ્યભિચાર કરો મા.
૮-૯ ચોરો મા.-ને જુઠી શાખ ભરો મા.

૧૦ લોભ કરો મા–ઘર, વહુ, દાસક દાસી,
ઢોર, ગધા, કે કૈંનો જે પ્રતિવાસી.

---

## ૨૯૦ (૩૮) દશ આજ્ઞાનો સાર.

પવંગમ. ૪ ૪ – ⏑' ૫ – ⏑ –

ઈશ્વરનો કર ભાવ, ખરૂં દિલ રાખતાં;
તેને ધારો શ્રેષ્ઠ, બધામાં તાકતાં;
તે સમ અવર ન થાય, ધણીજ અનંત તે;
પૂરૂં રાખી હેત, ચહો જશવંત જે. ૧

પોતાને પણ જેમ, અવરને માનજે,
એક પિતાના પુત્ર, બધાને જાણજે.
ભાઈપણાનો ધર્મ ધરીને પાળજે,
સ્વાર્થ અને અભિમાન તજીને ચાલજે. ૨

નીચ નથી કો ઉંચ, પિતા સંભારતાં;
ભંગ થશે ઘરધર્મ અધમ જન ધારતાં.
ભૂલી પ્રભુ ને ભ્રાત, બધા તો ભ્રષ્ટ છે,
ત્યાગ કરી સત હેત, ચહે છે નષ્ટ જે. ૩

---

## ૨૯૧ (૩૯) પેહેલી આજ્ઞા.

દોહા. હુંજ યહોવા દેવ છું, હું પ્રભુ તારો દેવ,
અવર ભજી કો દેવને, કર મા તેની સેવ.

બોધ. સહુનો કર્ત્તા એક છે, સહુનો પાળક એક,
પૂજા કર તે એકની, રાખી શુદ્ધ વિવેક.

વિશ્વ બધું તો સૃષ્ટ છે, ન થયું આપોઆપ,
માટે નાસ્તિક મત તજી, માનો કર્ત્તા બાપ.
સૃજકતણો જે હાથ છે, સહુમાં તે દેખાય,
નાસ્તિકનું જે મત ગ્રહે, જાણો અંધ સદાય.

વળી જે જન પણ પુતળી ઘડી, તેને લાગે પાય,
તેને પ્રભુનું નામ દે, તો પણ અવર ગણાય.
કલ્પિત કાંઈ મનમાં ધરી, તેને માનો દેવ,
સુંદર હોશે કલ્પના, તોય અવરની સેવ.
હાથ ઘડે જે તેજ તો મૂર્ત્તિ ન જાણો કોઈ;
સહુ મિથ્યા તો મૂર્ત્તિ છે, કેવળ મનમાં તોય.
એવાં કલ્પિત છે ઘણાં, જેમ જેમ તાણ્યો તંત,
પ્રભુથી અવર થયાં બધાં, પ્રભુનો એ નહિ પંથ.

વળી શ્રેઠ કરો સુખભોગ જો, અથવા લૌકિક માન,
વૈભવ ચાહો ભાવથી, પ્રભુનું જ્યાં નહિ ધ્યાન.
દ્રવ્ય ઘણું પણ સંગ્રહી, તેમાં રાખો ચિત્ત,
ધન સંપાદનમાં ભળી, મન ત્યાં રાખો નિત્ય,
ઘર, વહુ, અથવા સુતસુતા, એ પર અતિશય વ્હાલ,
વિદ્યા અથવા જ્ઞાનને અતિશય ચાહી ઝાલ,
જે કંઈ પ્રભુથી ઉચ્ચ છે, તુજ અંતરને ધ્યાન,
અવર ઠરે છે દેવ તે, માનવ, નિશ્ચય જાણ.

વળી સુરજ ચંદા દિવ્ય છે; મોટા, સાગર પાહાડ;
ગાય જનાવર કામનાં; એમજ વિધ વિધ ઝાડ;
માનવમાં બહુ બુદ્ધિ છે, (તેથી શું નહિ થાય?)
તો પણ પૂજી એમને, દેવ કદી ન મનાય.

કેમકે સૂરજ- અજવાળું કરે, જીવાડે સહુ જંત,
તો પણ કર્ત્તાથી થયો, નહિ રે કાળ અનંત.
ચંદા - લલિત ઘણો ખરો, શુભ શુભ રાત જણાય;
તેને કર્ત્તાએ કર્યો, તે ટકશે ન સદાય.
સાગર - બહુ ગંભીર છે, ફેલ્યો બહુ વિસ્તાર;
કર્ત્તા રાખે છે કરી; તે સૂકાઈ જનાર.
પર્વત- મહા ઉતંગ છે, શીખર ખાલે મેઘ,
સૃષ્ટિત છે, નહિ ખાળશે નાશ તણો જે વેગ.
ગંગા, સિંધુ, મહા નદી, વૈભવવાન પ્રવાહ,
ધરા બળે તે વારમાં, નહિ હોલવશે દાહ.
માનવ બુદ્ધિ વિશાળ છે, વિધ વિધ તેમાં શોધ,
કો ગુરૂ, બ્રાહ્મણ, સિદ્ધ થૈ, ખાળે પ્રભુનો ક્રોધ?

. પ્રભુનું જે જે શીખવું, શીખો રાખી ધ્યાન,
જાણો નિત્ય અગત્ય છે, ઈશ્વરનું શુભજ્ઞાન.
ધ્યાન ધરીને શોધવું, ઈશ્વરનું શુભધામ,
જળ થળ વાયુ ગગનમાં, દીસે પ્રભુનું કામ.
પણ તેમાં થોડું મળે, જોવો પવિત્ર ગ્રંથ,
એના યોગ્ય અભ્યાસથી આવે જ્ઞાન અત્યંત.
પ્રભુને મોટો માનવો, તેજ અમારો રાય,
એમ કરીને માનવું, દૃઢ મન પૂર્ણ સદાય.
સહુની આગળ માનવો એક પહેલા દેવ,
બીક વિના સહુ લોકમાં કરવી તેની સેવ.
તેની સહુ આજ્ઞાતણો તમ માનો અધિકાર.
સુણી તેના પ્રેમનું માન્ય કરો ઉદ્ધાર.

## ૨૯૨ (૪૦) ચોથી આજ્ઞા.

બદર વૃત્ત. ૪ ૪ – –' ૧ ૪ – ᴗ –

સ્મરો, સ્મરો દિન મારો, સ્મરો દિન સાતમો;
સાબ્બત દિન છે જાણો, વિરામ કરો તમો.
કામ કાજ તો સંધાં, કરોજ છ વારમાં,
સપ્તમ સાબ્બત માની, ધરો સંભારમાં.
પ્રભુ જે દેવ તમારો ખરા વિશ્રામનો,
સપ્તમ વાર ઠરાવ્યો, પરિશુદ્ધ કામનો.
કામ કરો મા તેમાં, જણાવે દેવ જે,
જગત વિચાર તજીને, કરો મજ સેવ જે.
ઘરનો હોય ધણી તું, ધરી અધિકાર, રે,
નેમ અચલ તો ધારો, કરો પ્રભુ વાર, રે.
પુત્રક પુત્રી તારાં, વળી દાંસી દાસ જે,
ઢોર, વળી પરદેશી, વસે તુજ. પાસ જે.
કાંકે છ દિન વિષે પ્રભુ ગગનો, ધરા, કરી
સાગર ને તેમાંનાં બધાં પૂરાં કરી,
સપ્તમ દિન પર પોતે રહી થંભ્યો ખરો;
સાબ્બત દિનને માટે, ખરો દીધો વરો.
એ દિન ધન્ય ઠરાવી, કર્યો પરિશુદ્ધ જે,
દિન પાળો તમ સર્વે, ધરી શુભબુદ્ધ જે.

## ૨૯૩ (૪૧) પાંચમી આજ્ઞા.

કાવ્ય વૃત્ત. ૪ ૪ ૩' ૫ ૪ – –

"માત પિતાને માન, પ્રભુતણી આજ્ઞા એ છે,
કે તુજ દિન બહુ થાય, તે સ્થળે જે પ્રભુ દેછે."

માત પિતા સમ કોણ? થયો અવતાર જ જ્યાંથી;
માત પિતાની સાથ થયું છે બંધન ત્યાંથી.
માત પિતાનું પ્રથમ, પછી તો અવર બધાં છે,
કુઈયે બેની ભાઈ, પછીથી સર્વ થયાં છે.
કુઈયે બંધન નિકટ સગા વ્હાલાની સાથે,
માત પિતા તો તાંય તરે છે સહુને માથે.
ધણી ધણીયાણી માંએ એક તન બંધન માનો.
માંસ રૂધિર ને હાડ પિતા માતાનાં જાણો.

રાજાનો અધિકાર દેશમાં શ્રેષ્ઠ જણાશે,
તેથી તો બહુ ઉચ્ચ માત ને તાત મનાશે.
માત પિતાને તાંય ભૂપનો જસ પ્રગટાયો,
નરપતિને પણ ઘેર માબાપનો વખણાયો.
નૃપ પેલાં તો બાપ, પ્રજા તે પુત્રક પુત્રી,
વૃદ્ધ થયે, ભૂપાળ અનુજનો છે શુભ ક્ષત્રી.

ગુરૂનું છે બહુ માન, બુદ્ધિનો જ્યોતિ કરાવે.
માત પિતાથી ઉચ્ચ, ગુરૂ હોય કોણ ઠરાવે?
મૂળ બોધક કોણ? બાળને કોણે બોધ્યો?
શુભ શુભ જ્ઞાનોપાય પ્રેમથી કોણે શોધ્યો?

યાજકને પણ માન, ભક્તનો યજ્ઞ ચડાવે,
પ્રભુ માનવની મધ્ય રહીને કાર્ય ચલાવે.
પૂર્વે, યાજક તાત, કુટુંબે ક્રિયા કરાવે,
ભાર્યા બાળક સાથ, પિતા પ્રભુ શરણે આવે.
પરમાર્થીનું માન જુગે જુગ લોક વખાણે,
પણ કોનો પરમાર્થ માબાપને સમ માને.

માત પિતાથી ઉચ્ચ, એકલા જગનો કર્ત્તા.
તે તો સહુનો બાપ, માન પામે સહુ કર્તાં.
સૃષ્ટિ વિષે તો શ્રેષ્ઠ પિતા માતાનો મહિમા,
અવરતણો સતકાર તુલ્ય તેને નહિ કૈમાં.
માટે આપો માન, સુત સુતા, માત પિતાને;
મનમાં રાખી ભાવ, કરો મોટાં સહુ સ્થાને.
શિક્ષા, ઠપકો, માર લહો તમ નમ્ર થઈને,
હઠ ને વાંકી ચાલ દૂર રાખોજ, તજીને.
પૂરી કરજો સેવ, ઉપકાર સહુ સંભારી,
કેવાં છે ને કોણ, પિતા માતા તે ધારી.

---

## ૨૭૪ (૪૨) ઈશુ પ્રેમો છે. ૮૪૮૪૮૮૮૪

## O HOW HE LOVES.

ઈસુ તને પ્રીય લાગેછુ? જો તેનો પ્રેમ.
તેને તાં તું આવવા માગેછુ? જો તેનો પ્રેમ.
પસ્તાઈને ઉંઘથી જાગજે.
પાપની પૂરી માફી માગજે.
નવી ચાલે ચાલવા લાગજે. જો તેનો પ્રેમ. ૧

તારી વિનંતિ તે માનશે. જો તેનો પ્રેમ.
તારૂં બાળકપણું જાણશે. જો તેનો પ્રેમ.
તારા જેવા બાળક થયો.
તને તારવા પોતે મૂઓ.
તારો દોષ ઈસુથી ગયો. જો તેનો પ્રેમ. ૨

તેના પર વિશ્વાસ તું આણજે. જો તેનો પ્રેમ.
ભૂલશે નહિ ખચિત જાણજે. જો તેનો પ્રેમ.
તેના હાથથી કોણ લેનાર છે?
ઈસુ સામર્થવાન અપાર છે,
પ્રેમ કરનાર ને મદદગાર છે. જો તેનો પ્રેમ. ૩

શાથી પાછો તું ફરેછે? જો તેનો પ્રેમ.
દયા સદા તે કરેછે. જો તેનો પ્રેમ.
આવ, ને તેનો પ્રેમ વખાણજે.
આવ, ને તેની શક્તિ જાણજે.
આવ, ને તેને ધનવાન માનજે. જો તેનો પ્રેમ. ૪

## ૨૯૫ (૪૩) કેવી પ્રીતિ. ૮૪૮૪૮૮૮૪

### O HOW HE LOVES.

ઈસુ બાળકોને પાળશે. કેવી પ્રીતિ.
એકેક હલવાનને સંભાળશે. કેવી પ્રીતિ.
તમો જો આકાશે આવો,
તો માફ માગી ઈમાન લાવો.
સૌ કરો પાપનો પસ્તાવો. કેવી પ્રીતિ. ૧

તે તમારી અરજી માનશે. કેવી પ્રીતિ.
નબળાં ભોળાં દિલને જાણશે. કેવી પ્રતિ.
પોતે બાળક થઈ આવ્યો,
તમને પાપ નરકથી બચાવ્યો,
આવનારને નથી ધમકાવ્યો. કેવી પ્રીતિ. ૨

તે તમોને નિત સંભારશે. કેવી પ્રીતિ.
તેનો સમર્થ હાથ સમારશે. કેવી પ્રીતિ.
નિશ્ચે તે ન ભૂલી જશે,
તમને તે આનંદમાં લેશે,
તાં તમારો આત્મા રેશે. કેવી પ્રીતિ. ૩

ગ્લાસગો.

૨૯૬ (૪૪) આનંદી દેશ. ૬૪૬૪૬૬૬૪

**HAPPY LAND.**

એક છે આનંદી દેશ, તે નિરાળું;
રાત વિના તાં હમેશ, છે અજવાળું.
કેવાં મીઠાં ગીત ગાય,
તારનારની સ્તુતિ થાય,
તેની વખાણ સંભળાય. તે દયાળુ.

આવો સુખને દેશે, ચાલો, આવો.
કોણ ભ્રાંત મધ્યે રેશે? ઇમાન લાવો.
આપણે સુખ ભોગવીશું,
પાપ દુઃખને છોડીશું,
ખ્રીસ્ત સાથે રહીશું. ગીત ગીત ગાઓ.

તે દેશમાં નથી પાપ, તેમાં હર્ષ નિત.
તેમાં છે આપણો બાપ, ને પ્રેમ અમૃત.
ચાલો ઇશ્વર ફરો,
તાજ રાજ મહિમા ધરો,
અને સદા કરો, સંપૂર્ણ પ્રીત.

ગ્લાસગો.

૨૯૭ (૪૫) આનંદ. ૭૭૬

## HERE WE SUFFER GRIEF & PAIN.

હ્યાં તો શોક દુઃખ થાયછે,
મિત્રો આવી જાયછે,
આકાશમાં એમ ન થાય.
કેવો થશે આનંદ, આનંદ, આનંદ, આનંદ.
કેવો થશે આનંદ, જાણે આવી કોઇ ન જાણે.

જેઓ કરે ખ્રીસ્તનું હેત,
તેઓ તેના લોક સમેત,
આકાશનાં ગીતો ગાય. કેવો થશે આનંદ.

તાં તો મળશે બાળકો,
ઈશ્વર બાપના પાળકો,
ઘણી નિશાળોમાંય. કેવો થશે આનંદ.

ધર્મી માતા પિતાજી,
ને વિશ્વાસી મેતાજી,
તેઓ પણ હાજર થાય. કેવો થશે આનંદ.

કેવા સુખી હોઈશું,
આપણે તારનાર જોઈશું.
તે વૈભવે દેખાય. કેવો થશે આનંદ.

સ્તુતિ કરતા જઈશું,
સદા સુખી થઈશું,
પ્રભુની સેવામાંય. કેવો થશે આનંદ.

ગ્લાસગો.

## ૨૯૮ (૪૬) ધન છે. ૭૭૬

ઈશ્વરે હ્યાં આણ્યા છે;
દુન્યામાંથી કાડ્યા છે;
  દુષ્ટથી જૂદાં કર્યાં.
અરે આપણને ધન છે, ધન છે, ધન છે, ધન છે,
અરે આપણને ધન છે, ઈશ્વરે હ્યાં આણ્યા છે.

જગતનો કંકાશ ને ક્લેશ,
અદેખાઈ અને દ્વેષ.
  સૌ નિવારણ થયું. અરે. ૨

ચોરી ખુન કુકર્મ મટ્યું,
ખોટું ભાષણ પણ ગયું;
  સદાચાર શીખાયો. અરે. ૩

હ્યાં મૂર્ત્તિઓની પૂજા,
દેવ દેવીઓની સેવા,
  પાપ ન મળે તેવાં. અરે. ૪

હ્યાં તો સ્તુતિ નિત્ય થાય,
પ્રભુનું પણ નામ મનાય,
  રવિવાર પળાય. અરે. ૫

સુખ શાંતિ કુશળતાએ,
આનંદે તથા પ્રેમે,
  એ સુખમાં જીવિયે. અરે. ૬

માબાપ, ભાઈ બેહેન સંધાં,
મિત્ર ને સગાં વાહાલાં,
એ મેળાપ છે હિયાં. અરે. ૭

જો તારનારને ઓળખિયે,
તેની આશા રાખિયે,
તો આકાશે જઈયે. અરે. ૮

સ્વર્ગમાં નથી પાપ ને દુઃખ
તાં સદા આનંદ ને સુખ;
સહુ આંશુ જતાં રેહે. અરે. ૯

કલાર્કસન.

૨૯૮ (૪૭) રોટલી થતાં કેવાં કેવાં કામ જોઈએ.

૧. દયા રોટલી માગેછે, મા તો કહે "નથી"
"માડી, કરની વેલી ને." "અલી આટો નથી."

૨. "મા, કેમ તું દલે ના, જ્યારે રોટલી નથી?"
"અલી, તું કાં છુની ના, કશા દાણા નથી."

૩. "બાપા, જા ને, ઓરજો, દાણા નથી બાવા."
"વર્ષાદો, પલ્લાળજો, દાણા મોટા થાવા."

૪. "જા, ને ડુંડાં કાપજો; દાણા પાકા થયા."
"વેલા વેલા ઝૂડજો. ધરે પોંચી ગયા."

૫. "માડી. વેલી દળને, પોતે હાથે ઝાલી."
"ઘડીને, શેકાવજો, ચૂલા પાસે ઘાલી."

૬. ઓરો, કાપો, ઝૂડજો, દળો, મૂલો, શેકો.
કેવાં કામો લાગેછે રોટલીને, દેખો!

## ૩૦૦ (૪૮) શોક ગીત.

મરેઠા રાગ.

ઈસુ પ્રેમી, ઈસુ ત્રાતા,
જો પણ સૌનો તે તો ધાતા,
ઠાણું જોતું જન્મ થાતાં. અરે રે રે રે.

વાડીમાં તે આવ્યો જ્યારે,
તેણે પીડા વેઠી ભારે,
ઘામે લોહી વહ્યું ત્યારે. અખખ ખખ.

ઘાતકે તો વેચી દીધો;
પોરાવાળે ઝાલી લીધો;
ચોરના સરખો તેને કીધો. થુ થુ થુ થુ થુ.

ઠઠ્ઠે, સોટી આપી હાથે,
કંટક મુગટ મૂક્યો માથે.
કોરડા મારયા નિર્દ ભાતે. છીછીછીછીછી.

તે પર થુંક્યા, મોડે મારયો,
નિંદા કીધી, ને ધિક્કારયો;
હાથે પાયે ખીલો મારયો. અગગ ગગ.

ખાટું, કડવું તેને પાયું;
ભાલે હૈયું પણ વિંધાયું.
પાપી કાજે એ કરાયું. આહા હાહાહા.

આવાં દુઃખો સહ્યાં જેણે,
કેવું તારણ કીધું તેણે;
એવું કીધું બીજા કેણે? જય જય હો.

૩૦૧ (૪૯) ૬૫

## LITTLE DROPS OF WATER.

૧ નાને નાને ટીપે સાગરો ભરેલ;
નાની નાની રજે પંડો છે કરેલ.

૨ કાળના પલક પલક લાંબા જુગ કરે;
મોટાં મોટાં કામો નાનાંથી સરે.

૩ નાને નાને પાપે ભારી ભૂલ પડે;
ખરો ચીલો ચૂકી જૂઠે નર ચડે.

૪ પ્રેમનાં નાનાં કામો, પ્રીતની નાની વાત,
મોટું સુખ કરાવે સાથીઓની સાથ.

---

## ૩૦૨ (૫૦) ભજનની વખતે ગાવાનું.

દોહા. સેવા કરવા આવિયા. હે પ્રભુ, હમમાં આવ;
ભક્તિ હમારી માનજે; આશિશ સૌ પર લાવ.
તારૂં જ્ઞાનજ઼ ઘાલજે સૌનાં અંતર માંય,
તુજ ગમ મનડું વાળજે, હમણાં અને સદાય.
જગચિંતાથી રાખજે મનમાં સર્વ વિચાર;
તારી વાતોનો થજો હમમાં બહુ વિસ્તાર.
તારા લેખો વાંચતાં એવો આશિશ આપ,
કે તે ચોંટે ચિત્તમાં, માટે તેને સ્થાપ.

જે જે વાતો સાંભળિયે, તે હૃદયે ઉતાર;
કે મીઠાં ફળ દાખવે હમમાં વારંવાર.
રૂડાં રૂડાં ગીતનો શોર ચઢે જે વાર,
તે સેવા તું માનજે, હે ઈશ્વર, દાતાર.
ભાવ ખરો ઉપજાવજે સર્વ સભાની માંય,
તારો આત્મા આપજે, કે સૌ તૃપ્ત કરાય.
અરજ હમારી આજની, તે તો સાંભળો બાપ;
ઈસુ તારક નામથી, માફ કરો સૌ પાપ. ભ.

---

## 303 (૫૧) સામા સુખ મલે.

વિશેષક. દેહતણો સુખ ભોગજ જે ચહનાર કહે,
'પૂર્ણ કરૂં દિનનું સુખ જાં લગ જીવ રહે.'
ધર્મ તણો શુભ બોધક, તે પણ એમ કહે,
'ઈશ્વરને ભજજો નિત, જાં લગ વાર રહે.'
બેઉતણાં મત યુક્ત કરી પરમાર્થ કરૂં;
ભક્તિ થકી સુખ પૂર્ણ થશે સહુ, એમ ધરૂં.

---

## 304 (૫૨) બીજી રચના.

તોટક વૃત્ત.

ઈમ વાક્ય કહી જગ બુદ્ધિ કહે; સુખ લ્યો, ઘટ જાં લગ જીવ રહે.
પણ વાક્ય ફરી શુભ બોધ કહે; ભજ ઈશ્વર, જાં લગ વાર રહે.
મનમાં મત બેઉએ યુક્ત થજો; ભગવાન ભજે મન સૌખ્ય હજો.

---

## ૩૦૫ (૫૩) દેશના ધારા વિષે બોધ.

ભુજંગી વૃત્ત.

કરો કામ સારાં, પ્રજા સર્વ, જાગી.
ધરો શુદ્ધ ધારા, વૃથા વાત ત્યાગી.
વિવેકી ન રાખે કશી ભૂલ જાણી;
કરો, યાર, માટે થણી શુદ્ધ વાણી. ૧

ઘણા રાય રાણા ગયા દુઃખ ચાખી,
ઘણા રંક લોકો ગયા ધૂળ ફાકી;
ગયા વ્યર્થ રીતે કુચાલો વખાણી;
કરો, યાર, માટે થણી શુદ્ધ વાણી. ૨

ધરી દેશ ધારો કુકર્મોજ કીધાં;
વિવેકે વિચારી સુધારા ન લીધા.
થયો દેશ એ કારણે ધૂળધાણી;
કરો, યાર, માટે થણી શુદ્ધ વાણી. ૩

ગયા કાળની તો હવે, ભૂલ ત્યાગો,
નવી બુદ્ધિ આલી, નવી ચાલ માગો.
દયા દેવ દેશે, ખરા દાસ જાણી;
કરો, યાર, માટે થણી શુદ્ધ વાણી. ૪

ગયા તે દિનોમાં ગમે તેમ ચાલ્યા,
નઠારૂં કરીને કુધારાજ પાળ્યા.
હરામી વધારી સખી દુષ્ટ હાણી;
કરો, યાર, માટે થણી શુદ્ધ વાણી. ૫

કરે જે કુકર્મી નઠારાંજ કામો,
પડે તે અભાગી લહી સાથ નામો.
કહે દાસ તારો ઘણો ધાંટ તાણી;
ફરો, યાર, માટે થૂણી શુદ્ધ વાણી. ૬

## ૩૦૬ (૫૪) બાળકોને શીખામણ.

દોહા. બાળપણામાં, બાળકો, શીખો સારી ચાલ;
તેથી તો તમને થશે, સૌની સાથે વ્હાલ. ૧

ભાવ લગાડી સાંભળો, દેવ પિતાના બોલ;
એવું કરવાથી થશે, સૌ લોકોમાં તોલ. ૨

મારા સર્વે મિત્રને, કહુંછું એવી વાત;
નમ્ર થઇને ચાલજો, બંધુ બેની સાથ. ૩

એવું જો કરશો તમો, તો પામો બહુ માન;
ત્રાતા તે પણ રીઝશે, મોટો મહિમાવાન. ૪

ત્રાતાના સત લખનો, શીખો સર્વે સાર.
તેથી પામો શુદ્ધતા, માનીને ઉદ્ધાર. ૫

દેવે હમ તમ કારણે, ઘણા કર્યા ઉપાય;
પાપી જનને તારવા, તે આવ્યો જગમાંય. ૬

માટે મારા બાળકો, તે પર રાખો પ્રીત;
દયા કરી સંભાળશે, ઈસુ તમને નિત. ૭

૨. દે.

## ૩૦૭ (૫૫) પ્રાર્થના કરવા વિષે બોધ.

સવૈયાએકત્રીસી.

જા, જે વાર પ્રભાત હશે રે; જા જારે પણ થાય બપોર;
જા, જે વાર અસ્ર થશે રે; જા, જારે પણ રાત્રી ઘોર;
જા, ચોખે મન ભાવ ધરીને, સંસારી મન કરજે દૂર;
જૈ તારી એકાંત જગ્યામાં પ્રભુને ભજજે સાચે ઊર. ૧

તુજ પર સ્નેહ કરે જે બધા, જે સહુ પર તું રાખે પ્રેમ,
તુજ દ્વેષી પણ જો કોઇ હોશે, સહુ ત્યાં સ્મરજે રાખી રેમ.
જે શુભ તું તુજ કાજે માગે, પક્ષ વિના, સહુ કાજે માગ.
નમ્ર મને સહુ ઇસૂ નામે માગી,તું અભિમાનજ ત્યાગ. ૨

પણ જો, જાં એકાંત જઇને, ઇશ્વરની કાંઇ સેવ કરાય,
તેવા કો જો ઠામ ન જાણ્યો, તો પણ ઇશ્વર ધ્યાન ધરાય.
ચોગરદા જો લોક હશે પણ, મનમાં થાય પવિત્ર વિચાર.
ચોખ્ખા મનના ગુપ્ત વિચારો, ઇશ્વરને ત્યાં પોંચે પાર. ૩

શું ધન, શું સુખ, જગમાં એવું, જે એને તો તુલ્ય મનાય,
કે મનના સહુ ભાવ જણાવી, ઇશ્વર આગળ પ્રાર્થ કરાય?
કે તુજ પર જો શોક વધે તો, પ્રભુ શરણે તે કરવી વાત;
સૌખ્ય તને પણ જ્યારે આવે, સ્મરવું કે સહુ આપે નાથ? ૪

પ્રેમ, દયા, સત, જેમાં પૂરાં, તે જોશે તુજ અંતર ચિત્ત.
નિજ વૈભવના આસન પાસે, આશિશ આપે, જાણ, ખચીત.
ઇહ લોકેજ કરાય વિનંતિ; સ્તોત્ર થશે પોંચી પરલોક.
અહિંનું કર ચોખ્ખું મન રાખી; તો તહિં પામિશ પૂર્ણ અશોક. ૫

## ૩૦૮ (૫૬) ધર્મબોધ.

ઝૂલણા વૃત્ત.

૧ વંદજો, વંદજો, દેવને વંદજો, સેવજો દેવને માન આપી.
આળ પંપાળ સૌ નાખજે દૂર તું તારશે ખ્રીસ્ત સૌ પાપ કાપી;
તો વંદજો.

૨ દેવલાં, પૂતળાં, ત્યાગજે પૂજવાં, વંદજો દેવને ધ્યાન ધારી,
દેવ ના રીઝશે માળને ફેરવે, મનને ફેરવો શુદ્ધકારી.
તો વંદજો.

૩ દેવ ના રીઝશે રાખને ચોળવે; દેવ ના રીઝશે ગંગ ધારે;
દેવ ના રીઝશે તીરથે ન્હાસતા; દેવ ના રીઝશે શ્રાધ સારે.
તો વંદજો.

૪ દેવ ના રીઝશે વેદના ભેદથી; દેવ ની રીઝશે સ્નાન ન્હાવે;
દેવ ના રીઝશે મુમતી બાંધવે; દેવ ના રીઝશે તીર્થ જાવે.
તો વંદજો.

૫ દેવ ના રીઝશે તિલકો માંડવે; દેવ ના રીઝશે તાપ તાપે;
દેવ ના રીઝશે રંગના રાગમાં; દેવ ના રીઝશે જાપ જાપે.
તો વંદજો.

૬ દેવ ના રીઝશે શીરાને મુંડવે; દેવ ના રીઝશે વાળ રાખે;
દેવ ના રીઝશે ચંદનો ચોપડે; દેવ ના રીઝશે ગંગ ચાખે.
તો વંદજો.

૭ દેવ તો રીઝશે સાચના ભાવથી; દેવ તો રીઝશે ત્રાણ માને;
દેવ તો રીઝશે નમ્રતા રાખતાં; દેવ તો રીઝશે ખ્રીસ્ત ધ્યાને.
તો વંદજો.

૮ દેવ તો રીઝશે વાતને સૂણતાં; દેવ તો રીઝશે ધ્યાન દેતે,
દેવ તો રીઝશે પાપને મૂકતાં; દેવ તો રીઝશે પુણ્ય લેતે;
તો વંદજો.

૯ દેવ તો રીઝશે ખ્રીસ્તને માનતાં; દેવ તો રીઝશે સત્ય બોલે;
દેવ તો રીઝશે ભાવ દેખાડતાં; દેવ તો રીઝશે વાત તોલે;
તો વંદજો.

૧૦ દેવ તો રીઝશે સત્ય વિશ્વાસથી; દેવ તો રીઝશે યોગ્ય ચાલે;
દેવ તો રીઝશે વાક્યને ઝાલતાં; દેવ તો રીઝશે આણ પાળે;
તો વંદજો.

૧૧ દેવ તો રીઝશે દીનતા ધારતે; દેવ તો રીઝશે શોક જોતે;
દેવ તો રીઝશે નમ્રતા રાખતાં; દેવ તો રીઝશે ગર્વ ખોતે;
તો વંદજો.

૧૨ દેવ તો રીઝશે સત્યની ભૂખથી; દેવ તો રીઝશે તૃપ્ત થાતે;
દેવ તો રીઝશે રાખતાં તો દયા; દેવ તો રીઝશે શુદ્ધ ચાતે;
તો વંદજો.

૧૩ દેવ તો રીઝશે શાંતતા રાખતાં; દેવ તો રીઝશે દુઃખ સેતે;
દેવ તો રીઝશે સત્યના કાજમાં દુષ્ટના મારને માથ લેતે;
તો વંદજો.

૧૪ દેવ તો રીઝશે ખ્રીસ્ત કાજે કદા સર્વ જો દ્વેષથી માર મારે;
એમ તો પૂર્વના ભક્ત મોટા બધા નિત્ય સેતા ગયા દુઃખ ભારે.
તો વંદજો.

વા. બે.

## ૩૦૯ (૫૭) પૂર્વ ચાલનું સંભારણ.

વિક્રાંત. હું તો નિર્બુધ લાંઠ હતો, ચાલતો નહિ પાડો;
પાળકનો ઘાંટો ન સુણું, ચાલું બહુ આડો.
વાડ તજી, ગમતું કીધે આનંદ જણાતું;
મોજ ઘણી દેખી જગમાં ભમતું મજ માથું;
હું સત જૂઠ ન ભાળું કૈં, સૂઝે ત્યમ ચાલું;
બોધતણી કો વાત સ્મરી, તે તો નહિ પાળું.

પૂર્ણ ગયો વાંકે માર્ગે આરણ્ય ભણી તો,
દીઠી સર્વ પ્રકારતણી ત્યાં બીક ઘણી તો;
ચોગરદા ખાડા ફાંદા, પણ હું નહિ જાણું,
આપદ ઘોર કરે, પણ હું તો તે નહિ માનું;
સિંહ વિનાશક તાં મોટો શેતાન ફરે છે.
તે ઝાલી ભટકેલાનો સંહાર કરે છે.

## ૩૧૦ (૫૮) ઈસૂનાં કૃત્યો.

સવૈયા એકત્રીસી.

ઈશ્વરનો તો પુત્ર સનાતન, કેવો નમ્ર દયાળ જણાય.
સ્વર્ગ વાસે પણ કરૂણા જાણી પ્રેમ ભરી આવ્યો જગમાંએ.
દુઃખ ઠામે તે ઉંચેથી ઉતરી માનવને લાવ્યો સુખ ધામ.
શોક અગણ્ય લઈને માથે સૌખ્યતણું કીધું શુભ કામ.
દુઃખ વિના નહિ ત્રાણ થવાનું, જાણી ન્યાયતણો આ નેમ,
પાપતણું સહુ દેવું વાળી પાપીને તાં લાવ્યો ક્ષેમ.
જે જે દાન કરે નિજ હાથે, છે દુઃખનાં ફળ એકે એક;
રક્તપ્રવાહ કરીને પોતે, દેવાનો સહુ ટાળ્યો લેખ.

## ૩૧૧ (૫૯) શાસ્ત્રથકી જ્ઞાન.

મહિદીપ વૃત્ત. ૨૦ ૨૦' ૨૦ ૨૦' ૨૦ ૨૦ --

પ્રભુતણુંજ શાસ્ત્ર પૂર્ણ, ચિત્ત ફેરવે છે,
પ્રભુતણુંજ શાખ્ય અચળ, મૂર્ખ જ્ઞાન લે છે. ૧

પ્રભુતણાંજ નેમ શુદ્ધ, હૃદય હર્ષ જાણે,
પ્રભુ નિષેધ યોગ્ય સર્વ, ચક્ષુ ઉજાળ માને. ૨

પ્રભુતણીજ બીક વિમળ, સર્વકાળ ચાલે,
પ્રભુતણોજ ન્યાય સત્ય, અચૂક સર્વ કાળે: ૩

સ્વર્ણથી મહા મનાય, શુદ્ધ સ્વર્ણ કર્તાં:
મધથકી મનાય મિષ્ટ, કોશ સાથ ધર્તાં. ૪

તે થકી વળી સુબોધ, દાસ નિત્ય પામે,
ફળ ઘણાં ફળે સદાય, લાવતાં સુકામે. ૫

---

## ૩૧૨ (૬૦) માફી વિષે.

સવૈયાએકત્રીસા.

નાનું કે અપમાન થયાથી, તરત તપી ઉઠશે જો ક્રોધ,
ખીસ્તે સ્વર મૂકી દુઃખ વેઠયાં, એ સંભારી, લેજે બોધ. ૧

પ્રેમ કરી તે મીઠું બોલે, તોપણ નિત પામે અપકાર,
લોક ગમે તે કહે કરે પણ, તેનું મન ડોલે ન લગાર. ૨

વધસ્તંભે નિજ લોહી વેતું, સહુ નિજ ઘાતક પાસ ઉભેલ,
ત્યારે બોલ્યો, 'માફ પિતા કર, નથી સમજતા કામ કરેલ.' ૩

વાહાલા તારક, મજ મન સુધરે, જોઈને તુજ પ્રેમી ચાલ;
માફીનું તું બોલ વચન પણ, મજમાં ભૂલ પડે જે કાલ. ૪

## ૩૧૩ (૬૧) સ્વર્ગમાં દ્રવ્ય.

ઝૂલણાવૃત્ત. રાગ પ્રભાતિયું.

રે અમારો નથી ઠામ આ ભૂતળે; સ્વર્ગના વાસમાં સર્વ જોયું. ટેક.

આજના કાળમાં, દુષ્ટના લોકનો
મોજ મારે ખરા મેલ માંહે.
તેમના મેલનો નાશ પૂરો થશે,
દુષ્ટના દાસકો નષ્ટ થાશે. રે અમારો.

આજના કાળમાં દુષ્ટના દાસકો
દ્રવ્યના કારણે ગર્વ ફાડે;
તેમના દ્રવ્યને કાટ ખાઈ જશે;
દુષ્ટનો ઠામ છે દુઃખ ખાડે. રે અમારો.

હે ખરા ખ્રીસ્તના લોક સૌ જાણજો
આપણું દ્રવ્ય છે દેવ પાસે;
કેમકે આપણા ધન્ય ત્રાતા થકી
સંતનું સૌખ્ય સંપૂર્ણ થાશે. રે અમારો.

ધીર રાખો ઘણી ખ્રીસ્તના સેવકો,
પૂર્ણ વિશ્વાસથી વાટ જોતાં;
સ્વર્ગમાં લે જવા ખ્રીસ્ત તો આવશે,
તે દિને હર્ષશા દુઃખ ખોતાં. રે અમારો.

ધીર રાખો ઘણી ખ્રીતને સેવતાં,
ચાલતાં સત્યની શુદ્ધ વાટે,
તો બધાં આપણે જે મળી દેવને
પામિયે સૌખ્ય જે સંત માટે. રે અમારો.

થો. પા.

# काव्यार्पण.

## भाग पांचमोः परचूरण छंदो.



### ૩૧૪ (૧) ઉપદેશ.

શરણાગત.

ગગને વાદળ, દરિયે વાણો થોડે નાજ જણાય;
જીવનના દિન જાસે તેવા, ઝટ ઝટ સંધા જાય. ૧

પૂર્વજ સાથે સહુ ભળવાના, મૃત્યુ તણું જ્યાં ધામ;
માટે હમણાં નિશ્ચય ધારો તારણનું શુભ કામ. ૨

ફૂલ જણાશે તાજાં જેવાં; વેલાં તે ચિમળાય.
જોબન શોભા તેમ ઘટે છે, પલમાં ભાંગી જાય. ૩

માટે જાં લગ જીવન રે છે, ઘટમાં આશ અભંગ,
તાં લગ જ્ઞાનવિચાર કરીને કર ઈશ્વનો સંગ. ૪

થાક મટે જો એવું ઈચ્છો, જા ઈશ્વની પાસ,
પૂર્ણ વિશામો તે આપે છે, તે દે છે સુખવાસ. ૫

સુખનો તો અનુભવ કરવાની જો ઈચ્છા મનમાંએ,
તો સુખ ઝરણ ખરો છે ઈશ્વ, તેથી તૃપ્ત થવાય. ૬

મોત થતાં જો મોચ ન માગો, કરજો ઈશ્વ શોધ.
પાપતણાં તો બંધન છોડી, માનો એ ઉપબોધ. ૭

## ૩૧૫ (૨) ઐક્યતા વિષે.

ચોપાયા વૃત્ત.

એકપણાનું બંધન જેમાં, એ તો ટકશે સાચું;
બીક વિના તે કામ ચલાવે, કૈં નહિ રાખે કાચું. ૧

એકપણું તો સૌમાં શોભે, સૌથી ઉત્તમ લાગે;
એ આભૂષણ જેને ઊરે, તેનાં દુખડાં ભાંગે. ૨

એકપણું તો સૌમાં જોજે, એ વણ રજ નહિ ચાલે;
રાજદુવારી સઘળાં કાજે એને હલાવે હાલે. ૩

એકપણાએ ઘરનાં કામો, શુભ શુભ રીતે થાશે;
ટંટા ઝઘડા દૂર કરાઈ, ઘરમાં પ્રેમ ભરાશે. ૪

અંગતણા તમ અવયવ ભાળો, એકપણાએ ચાલે;
તનસુખ કરવાને તો કાજે, કેવા આશ્રો આલે. ૫

હાથ લડે નહિ પગની સાથે, મુખ નહિ આડું ભાખે;
હળતાં મળતાં એક બીજાનું, સૌનું માનજ રાખે. ૬

એકપણાનો પાયો તૂટયો, તો થાશે રે હાની;
જગ વેવારો ધૂળજ થાશે, એ તું લેજે માની. ૭

એકપણાનો નિયમજ ભારે, જગ કરતાએ આપ્યો;
કે જેથી નિજ જ્ઞાન જણાએ, માટે એને થાપ્યો. ૮

એકપણે તો જગનાં કામો, રૂડી રીતે ચાલે;
પરલોકી પણ સઘળાં વાનાં, એકપણાથી માળે. ૯

એકપણામાં મત જો પેઠે, વૈરી ફાવી જાશે;
ભાઈપણામાં વેર ધલાવી, અંતે ખૂશી થાશે. ૧૦

એકપણું તો દૂર રયાથી, વૈરી કદી ન હારે;
પણ ઉલટો તો જોર કરીને, ક્રૂરજ રીતે મારે. ૧૧

એકપણું તો દળિયા રાખે, દળમાં લડતી વેળા;
વીર થઈને જોર જણાવે, બળથી મારે ઠેલા. ૧૨

એકપણું મનડે ધરનારા, એવા થૈને શૂરા;
શેતાની તો બંધન કાપી, લડજો પૂરે પૂરા. ૧૩

એકપણાના બંધનમાં તો, સત તરવારજ સારી;
ન્યાયપણાનું બખ્તર પેરો, જય જય થાય તમારી. ૧૪

એકપણામાં ટકવા કાજે, ઢાલ ખરી રે રાખો;
ભાવતણી તો ઢાલ કેવાશે; વૈરી હરવી નાખો. ૧૫

તારણનો તો ટોપ ધરીને, શૂરા થાજો વીરા;
સંગતમાં તો ઈસુ રાખી, મનડે રેજો ધીરા. ૧૬

લડત તમારી તે જૂએછે, કેવી છાતી રાખો;
જગમાં યુદ્ધ કરો જો પૂરૂં, તો મીઠાં ફળ ચાખો. ૧૭

રે રે જગના ત્રાતા ઈસુ, લડવા બળ તું દેજે;
એકપણાનું બંધન પાળું, માટે સંગે રેજે. ૧૮

રા. ફ.

## ૩૧૯ (૩) ઈસૂદત્ત શાંતિ.

ક્ષેમ કુશળ તો સંધા બોલે, આવે, જાય, મળે જ્યાં લોક.
ક્ષેમ કુશળનું કથન કરેછે, જો પણ મનમાં હોશે શોક.
ક્ષેમ કુશળનું વદવું ચાલ્યું સર્વે વર્ણ તણે વ્યવહાર.
ક્ષેમ કુશળથી અપર ન ભાખે, થાય રખે અપશુકનોચાર.

ક્ષેમ કુશળ તો સજ્જન ચાહે, પ્રેમ થકી જો આવે ઘેર.
ક્ષેમ કુશળ પણ વૈરી ગાએ, જો પણ હોડે કડવું ઝેર.
ક્ષેમ કુશળ નર છેતરનારા, મુખથી ઉચરે રાખી કૂડ.
ક્ષેમ કુશળ સાધારણ વાચા, લોકાચાર વિષે આ રૂઢ.

ક્ષેમ કુશળ પોપટની પેઠે, અર્થ વિનાતો ભણશે ઓઠ.
ક્ષેમ કુશળ તો કેવળ વાણી, ધારણની નહિ તેમાં ચોટ.
ક્ષેમ કુશળ છે ઠાલે અર્થે, જો પણ મંગળનો સંબોધ.
ક્ષેમ કુશળ જે જગત વિષે છે, તેનો ફોકટ જાણો શોધ.

ક્ષેમ કુશળ પણ કેહેછે ઈસુ, શિષ્ય વિષે બહુ રાખી પ્રીત.
ક્ષેમ કુશળ હું તમને આપું, જગત થકી તે જૂદી રીત.
ક્ષેમ કુશળ તે ઈશ્વર પાસે, દાન સનાતન, પૂરૂં શુદ્ધ.
ક્ષેમ કુશળ પાપીના મનમાં, પાતકનું થંભાવી યુદ્ધ.

ક્ષેમ કુશળ સહુ સંત નિવાસે, દૂર કરેથી અંતર ભૂલ.
ક્ષેમ કુશળ ભૂમંડલમાં છે, દુઃખ તણાં કાપ્યાથી મૂળ.
ક્ષેમ, કુશળ જો સંકટ આવે, અચળ જણાવીને આધાર;
ક્ષેમ કુશળ બહુ ભયને ઠામે, શત્રુતણો દીઠે સંહાર.

૩૧૭ (૪) એક માણસે કહ્યું, કે "પહેલાં અંગ્રેજ જંગલી હતા, પણ હિંદુ આરંભથીજ સુધરેલ છે." તે પર કેટલાએક પ્રશ્નોત્તરમાં દોહા.

પ્રશ્ન. ઈંગ્રેજી રાની હતા, નિષ્ટુર જેવી જાત;
કેમ થયું કે આજ તો, દયા ધરે સત સાથ?
ઈંગ્રેજી રાની હતા, ન'તું કશાનું ભાન;
કેમ થયું કે આજ તો, છે વિધ વિધ વિદ્વાન?
ઈંગ્રેજી રાની હતા, ન'તો કશાનો ભાર;
કેમ થયું કે આજ તો, શુભ શુભ સર્વ સુધાર?
ઈંગ્રેજી રાની હતા, કોડીનું નવ કાજ;
કેમ થયું કે આજ તો, જગ વિસ્તારે રાજ?

ઉત્તર. ઈંગ્રેજે સત ધર્મની, સુણતે માની વાત,
એમ થયું કે આજ છે, પરોપકારી જાત.
ઈંગ્રેજે સત ધર્મને, કૈં કૈં આપ્યું માન,
એમ થયું કે આજ તો, કીર્ત્તિ વધી છે, જાણ.
ઈંગ્રેજે સત ધર્મનો, કૈં કરચો સ્વીકાર,
એમ થયું કે આજ તો, દિન દિન વધે સુધાર.
ઈંગ્રેજે સત ધર્મનો, શિર ધર્યો શુભ તાજ,
એમ થયું કે આજ તો, સહુ લોકોમાં લાજ.

પ્રશ્ન. રાની ન હતા હિંદુઓ, વદે પુરાતન વાત,
કેમ થયું કે આજ તો, ભીલ મળે છે જાત?
રાની ન હતા હિંદુઓ, દેખાતા વિદ્વાન,
કેમ થયું કે આજ તો, નથી જણાતું ભાન?
રાની ન હતા હિંદુઓ, વેલો પરમ સુધાર,
કેમ થયું કે આજ તો, નથી જણાતો ભાર?

રાની ન હતા હિંદુઓ, લોક વખાણે રાજ,
કેમ થયું કે આજ તો, ભંગ થયું છે કાજ?

ઉત્તર. ભોળાપણમાં હિંદુએ માની કલ્પિત વાત,
એમ થયું કે આજ છે કોળી ભીલડ જાત.
ભોળાપણમાં હિંદુએ માની મિથ્યા આણ,
એમ થયું કે આજ છે લોક ઘણા અજ્ઞાન.
ભોળાપણમાં હિંદુએ કર્યો ન શુદ્ધ વિચાર,
એમ થયું કે આજલગ સ્થિર રહ્યો ન સુધાર.
ભોળાપણમાં હિંદુએ ખોયો સતનો તાજ.
એમ થયું કે આજ તો શુદ્ધ ન ચાલે કાજ.

પ્રશ્ન. શાથી ફેર હવે પડે, ક્યમ બદલાશે વાત;
શું—થાશે વિદ્યા થકી, કે સુધરે સહુ જાત?
શાથી ફેર હવે પડે, ફરી થશે શુભ જાણ;
શું—થાશે વિદ્યા થકી કે આવે શિરે માન?
શાથી ફેર હવે પડે, ફરી સુધાર થનાર;
શું—થાશે વિદ્યા થકી લોકોનો શુભ ભાર?
શાથી ફેર હવે પડે, ને શિર શોભે તાજ;
શું—થાશે વિદ્યા થકી, વિદ્યા થકીજ ઇલાજ?

ઉત્તર. ધર્મ વિના વિદ્યા વૃથા, શોધો સતની વાત?
ઝટ થાશે સત ધર્મથી સાલસ સર્વે જાત.
ધર્મ વિના વિદ્યા વૃથા, ધર્મ થકી શુભ જાણ;
ઝટ થાશે સત ધર્મથી, શુભાર્થનું વખાણ.
ધર્મ વિના વિદ્યા વૃથા, તે ન કરે સુધાર;
ઝટ થાશે સત ધર્મથી, જેવો ઘટતો ભાર.

ધર્મ વિના વિદ્યા વૃથા, વિદ્યા ફોક ઈલાજ.
ઝટ થાશે સત ધર્મથી, સહુ શિરે જશનો તાજ.

પ્રમાણ. વિદ્યાવાન થયા હતા યૂનાની સાક્ષાત,
સત્ય વિના ડૂબી ગયા, નીચ થઈ છે જાત.
વિદ્યાવાન થયા હતા રોમી પણ બળવાન;
સત્ય વિના ડૂબી ગયા, બગડી ગયું વખાણ.
વિદ્યાવાન થયા હતા મિસરીના ભણનાર,
સત્ય વિના ડૂબી ગયા, નહિ પામ્યા આધાર.
વિદ્યાવાન થયા હતા હિંદુતણા ઋષિ રાજ.
સત્ય વિના ડૂબી ગયા, કોઈ ન પૂછે આજ.

બોધ. માટે મારા હિંદુઓ, વૃથા ન માનો વાત,
શ્રેષ્ઠ કરી સત ધર્મને સાલસ હો સહુ જાત,
માટે મારા હિંદુઓ, સતપર રાખો ધ્યાન,
શ્રેષ્ઠ કરો સુત ધર્મને, તે આપે શુભ માન,
માટે મારા હિંદુઓ, ડરો થતાં ચુકનાર.
શ્રેષ્ઠ કરી સત ધર્મને તજો અસત કરનાર.
માટે મારા હિંદુઓ ચાહો સતનો તાજ.
શ્રેષ્ઠ કરો સત ધર્મને ત્યારે સરશે કાજ.

ભુજંગી.

ખરો વાર છે હિંદુનો આજ સારો; તપ સી ધરો જે હશે યોગ્ય ધારો.
ખરૂં રાજ એ તો, ચહ્યું થાય તેવું; ન કો માર મારી દહે દુઃખ તેવું.
ન કોઈ કહે, બોલતાં સત્ય સાથે, લીધો ન્યાય જોરાવરે પક્ષપાતે.
લહો રાજ્યનાં તો ફળો આજ મોટાં, મૂકો જૂઠ માર્ગો તજો કામ ખોટાં.
ન કો મારતાં પીડતાં આજ રોકે, ઘણું થાય તો જીભમારેજ ઠોકે.
ન કોને નડે એ, વિના હોય ખોટાં; ચહી સાચથી તે કરે કામ મોટાં.
ગ્રહો યાર, માટે ભલું જે દિસે છે. ખરો જે સુજ્ઞાની સુવેળા ગ્રહે છે.
થયું રાજ મોટું સુવાર્ત્તા ગ્રહ્યાથી, થજો સર્વ મોટાં સુધારા ધર્યાથી.

૩૧૮ (૫)

દોહા: જગ પર જો જૂઓ તમો; નહિ ચડશો આકાશ;
આકાશે જો આંખ તો, થાય કદી ન નિરાશ.
વિશ્વાસી લેશે મુગટ, નિર્ધન હોશે તોય;
નહિ અવિશ્વાસી સુખી, તે મહીપતી પણ હોય.

૩૧૯ (૬) અભક્તની અશાંતિ.

સાગરમાં તોફાન થયે જો ઉછળે મોજાંનો ધમકાર,
તે આંધીનું જોર ભયંકર માનવથી નહિ બંધ થનાર.
એમજ છે મજ મન સંબંધી, ઉગ્ર વિકાર કરે તોફાન,
જોર ચલાવે ગંડક જેવા, બોધકને નહિ આપે કાન.
સુખ સંપાદન કરવા માનવ વિધ વિધ કાઢે વ્યર્થોપાય,
તે તો ફોગટ સર્વ જવાના, માનવથી એ કામ ન થાય.
ધન સંઘરતાં હરકો જાણે, શાંતિ થશે બહુ મારે ધામ,
ધનનું પૂર થયા પર, માને દ્રવ્ય કરે નહિ એ શુભ કામ.
ઈશ્વરનું નહિ શીખ્યું જેણે શાંતિ વસે નહિ તેને ઊર;
ભક્તિ વિના જે લોક ફરે છે, સર્વ સમાધાનેથી દૂર;
માનવમાં નહિ સુખનાં મૂળાં; સુખ તો છે કર્ત્તાનું દાન;
શાંતિ મળે બહુ ઈસુ દ્વારે, દુઃખિતને તે આપે ત્રાણ.

૩૨૦ (૭) શૂરો જાન મેનર્ડ.

દોહા. જાણો ખંડ અમેરિકા, તેનો ઉત્તર ભાગ,
ત્યાંના વાસી એકનું ગાવા કાહડું રાગ.
દેશતણા ઇતિહાસમાં ન મળે તેનું નામ;
પણ મોટા ને વીર છે તેવું તેનું કામ.

ગરીબ કુલનો તે હતો, પણ ઇશ્વરનો ભકત,
જે જે કામો તે કરે, તેમાં કૈં ન અશકત.
નામે તે મેનર્ડ હતો, વાહણે તેનું કામ,
દરિયાના ધંધા વિષે પક્કો તેનો હામ.
એક દિને વાહાણે ચડી લીધું હાથ સુકાન;
ઊતારૂ તો પાંચશેં ચડ્યા હતા તે વાહણ.
સો તે દિન ખૂશી હતા, આનંદે ભરપૂર,
વરાળના બળથી ગયા બંદરથી બહુ દૂર.
માલમ તે જોતો હતો વાહણ વિષે ચોપાસ.
ઓચિંતો લાગ્યો ખરો ધૂમાડાનો બાસ.
ધૂંમાડો કયાંથી હશે, જૂએ તે તત્કાળ,
અંદરથી તે નીકળે. જોઇ લાગી ફાળ.
એક ખલાસીને કહે, તરત ઉતર રે ભાઈ,
નીચે શું છે જે જો ને, કયાં ધૂમાડો થાય.
તરતજ જાણ્યું ઉતરતાં; આવ્યો માલમ પાસ.
બીકે ફીકું મુખ કહે, નહિ બચવાની આશ.
લાગ્યું! લાગ્યું! વાહણ રે! લાગ્યું, લાગ્યું, વાહણ!
આગ રે લાગી વાહણને! એમ કરે બૂમરાણ,
કો હોડી નહિ વાહણમાં; સહુ જન પૂર્ણ નિરાશ;
અગ્નિથકી સીઝી મરો, અથવા જળમાં નાશ.
સહુ રેડે જળ અગ્નિપર, કૈં કૈં કરે ઉપાય;
રાળ ભરયું છે વાહણમાં; એવાંથી શું થાય ?
ધૂંમાડો કાળો ચડે, ઝાળ ચડે વિકરાળ,
દાઝે તપતે પાટીએ માત પિતા ને બાળ,
મેનર્ડ તો નિર્ભે રહી ઝાલે હાથ સુકાન
ભભુકા તાં ચોગમ ફરે; તે મૂકે નહિ ટાણ.
બીતાં પૂછે લોક તો, "શું ભાઇ બંદર દૂર?"
"સાત અજી તો મૈલ છે." ઉત્તર કરે જરૂર,
અહિં ઉભાને બીક છે?" તેઓ કરે સવાલ,
'બીક ઘણી છે' તે કહે, 'જુઓને કેવી ઝાળ.'

આગળ તો તમ સૌ જજો, જાણો અહિં છે નાશ.
પછવાડે જે જન રહે, તેની નહિ રે આશ."
આગળ સૌ દોડી ગયા, સહુને ભય ગભરાટ;
કૈં સૂજે નહિ કોઇને આશાની તાં વાટ.

ઝાળ વચ્ચે મેનર્ડ તો, અચળ ધરે સુકાન;
ઇશ્વરનો તે ભક્ત તો, વીર ખરો બળવાન !
પળ પળમાં તો આગ તાં અધિક કરે નિજ જોર,
જેમ મળી રાક્ષસ રમે. અથવા દૈત અઘોર.

ઝાળ વચ્ચે તે વીરને માલમ પૂછે એમ,
"સુકાનપર, મેનર્ડ, હજી રેવાશે શું તેમ ?"
'હા; હા; રહીશ' તરત તે એમ કરયો ઉચ્ચાર.
માલમ પૂછે "શી દિશા વાહણ ધરે અત્યાર ?"
સહુની બૂમ ઉપર કરી મેનર્ડ તો મિજ સાદ,
"અગ્નિ દિશાથી પૂર્વ ગમ" કહે ધરીને યાદ.
"અગ્નિ દિશાએ વાળજે; ડક્કે હું. જરૂર."
'હા, હા,' એમ જવાબ દે, સુકાનપર તે શૂર;
પણ ઉચ્ચાર હવે હતો પેહલાંથી કૈં નરમ;
બળ ઘટયું તાં પાળતાં શૂરપણાનો ધર્મ.

માલમ તો પૂછે ફરી, "કેહ રે મેનર્ડ ભાઇ,
પા ઘડિ તો સુકાન પર, તારાથી રેહવાય ?"
ધીમા ધીમા સાદથી, જાણે છેક અશક્ત,
"પ્રભુ બળ આપે તો રહું" એમ કહે તે ભક્ત.

ભસ્મ થયા છે વાળ સૌ, ઉતરયું છે મુખચામ,
લટકે બળેલ એક કર; તોપણ મનમાં હાંમ.
એક હાથે તે સ્થિર ધરી, વાળે હવે સુકાન,
સૌનો જીવ બચાવતાં, ડક્કે લાવ્યો વાહણ.
છેલો ઉતારૂ જતાં કાંઠે કુદી અશોક,
તે ને તે પળમાં ગયો મેનર્ડ તો સ્વરલોક.

## ૩૨૧ (૮) ત્રણ કાગડાની વાત.

દોહા. ચોટ થઇ જતો હતો, પંડિત ધીરજરામ,
સામો ભોળાનાથ તો મળી ભણેછે આમ.
"અદભુત થયો તમ સુથી, સહુ બોલેછે તેહ;
એક ગૃહસ્થને શું થયું, કહી થયું નહિ જેહ?
પિત્ત કાને ઉલટી લીધી, થઇ હશે ત્રણ રાત;
મોડેથી નિકળી ગયા, ત્રણ કાગો સાક્ષાત."
ધીરજરામ ભણે ફરી, "એવું તો નહિ થાય;
માનવમાંથી કાગડા, નિકળીને કયમ જાય?"
ભોળાનાથ ફરી ભણે "વાત નથી આ ફોક,
એ તો મારી પોળના જાણે સઘાં લોક.
હોય તમારો ભાવ તો સુણવા સર્વે વાત,
તમ પોતે અમણા જજો, ઘરમાં છે રઘુનાથ.
સર્વ હકીકત તે કહે, આપે પૂર્ણ પ્રમાણ,
ને તેણે જાણ્યું ખરૂં ઊતારશો તમ કાન."
મનમાં તો સંધે ધરી, ચાલ્યા ધીરજરામ;
ઘેર જઇ રઘુનાથને, આપ્યું આદરમાન.
હળવે, હળવે, પૂછતાં, મનની કાહડી વાત,
કે, "કોએ ત્રણ કાગડા કાહડયા ઉલટી સાથ?"
હા, રઘુનાથ કહે, "ખરૂં; એજ બન્યું છે કામ,
એમાં કંઇજ ફેરફ નથી, જાણો, ધીરજરામ.
પણ થોડી કેહનારની, એમાં આવી ભૂલ,
ત્રણ તો નોતા કાગડા, બેજ હતા બિલકૂલ.
એમાં તો સંધે નથી, મૂળજી જાણે વાત,
તેણે તો મજને કહ્યું, જાણ્યું જે સાક્ષાત."
"મૂળજીનું ઘર કયાં હશે?" પૂછે ધીરજરામ.
તે પર તેણે ત્યાં જઇ પ્રગટાવ્યું નિજ કામ.
મૂળજીએ આદર કરી, કેહવા માંડી વાત,
"એ તો કામ બન્યું ખરૂં, થઇ હશે ત્રણ રાત.

સામા ઘરનો જે ધણી, પિત્ત થયાને કાજ,<br>
ઉલટીનું ઓષધ લીધું, એ જાણો મહારાજ.<br>
તેપર અકળામણ થકી ભારે પામ્યો અંગ;<br>
વાત પછી એ તો થઈ, તે ને તેજ પ્રસંગ.<br>
મજને તે પોતે ધણી પૂર્ણ જણવી વાત,<br>
જૂઠું એમાં કાંઈ નથી, જાણો તમ મન સાથ.<br>
ખચીત; પણ કેહનારનો આવ્યો છે વિસ્તાર,<br>
બે નહિ, એકજ કાગડો, પણ બગડયો નહિ સાર."<br>
એપર સામે ઘર જઈ, પેઠો ધીરજરામ.<br>
ઘરધણી બેઠો હતો, કરતો કંઈ નિજ કામ.<br>
એમ કુશળની વાત સૌ કંઈ વદી તે વાર,<br>
ધીરથી તો કાગનો પૂછે છે વિસ્તાર.<br>
તમ્ર થઈને ઘરધણી, કરવા લાગ્યો પ્રશ્ન,<br>
શું, તું ગાંડા, કયાં થકી, બોલે કાગો કૃષ્ણ?<br>
કયમ પેસી મજ ઘર વિષે, એવી કાહાડે વાત?<br>
એવું કંઈ પણ સંભવે? મૂર્ખ દિસે અક્રાંત?<br>
ધીરજરામ દબી જઈ, કર જોડી તે વાર,<br>
ગૃહસ્થને ધીર કહે વાતતણો વિસ્તાર.<br>
"કેવા લૂચ્ચા લોક છે, ચર્ચા જે કરનાર!<br>
ત્રણ બોલીને જે ગયો, બે તેનો આધાર.<br>
બેનો એક પછી થયો; એકેનો નહિ ઠામ.<br>
કેવા કારણથી થયું? કેમ બન્યું એ કામ?"<br>
કર જોડી, પૂછે ફરી. "ન્યૂનાધિક કાંઈ વાત,<br>
તમ ઘરમાં બની હશે, સ્મરણ કરો મન સાથ."<br>
"ઉલટીનું ઓષધ ખરૂં, પિત્ત થયાને કાજ,<br>
મેં મંગાવ્યુ તો હતું, રાત થઈ ત્રણ આજ."<br>
સામા ઘરનો જે ધણી, બેસી કરતાં વાત,<br>
મેં એવું કહ્યું હશે, વાત કરી તે સાથ.<br>
પિત્ત ગયું મજ પેટથી, રંગે કાળો કાગ.<br>
તે પરથી રચ્યો હશે, એવો ઘેલો રાગ."